



# આ નાના છોકરાઓ શું કરી શકે?





# આ નાના છોકરાઓ શું કરી શકે ?

## [ એક બાલવીરની ડાયરી ]

લેખક

**ગજાનન મહાદેવ વૈદ્ય**

એમ. એ., એસ્. ટી. સી., એમ. આર. એસ્. ટી.
પ્રિન્સિપલ, વખારિયા હાયસ્કૂલ, કલોલ

પ્રથમાવૃત્તિ

પ્રકાશક

કેશવ ભિકાજી ઢવળે,

શ્રીસમર્થ-સદન, બનામ હૉલ લેન, ગિરગાંવ, મુંબઈ.

૧૯૪૧

કિંમત ચાર આના

# બે બોલ

હિંદુસ્તાનમાં બાલવીર પ્રવૃત્તિ શરૂ થયાને ઘણાં વર્ષો થઈ ગયાં છે. આમાં દાખલ થનાર છોકરાઓ અને છોકરીઓની સંખ્યા દિન-પ્રતિદિન વધતી જાય છે. દરેક શાળામાં બાલવીર સેના સ્થપાએલી નજરે પડે છે. તે છતાંપણ આ પ્રવૃત્તિ સંબંધી લોકોને જોઇએ તેટલી માહિતી નથી. આ નાનાં છોકરાં જનસેવા શું કરી શકવાનાં છે એવી શંકાને લઇને માબાપો પણ આ પ્રવૃત્તિ તરફ જોઇએ તેટલું લક્ષ આપતાં નથી. કેટલાક શિક્ષકો પણ એમ માને છે કે નાનાં બાળકોથી જનસેવા થઈ શકેજ નહિ. ટૂંકમાં જો આવોજ ખ્યાલ હોય તો આ પ્રવૃત્તિનો વિકાસ કેમ થઈ શકે? છોકરાઓ શિસ્તપાલન કરીને પરોપકારનું કામ કરી શકે, એવા શિક્ષણનું બી રોપવાનો આ પ્રવૃત્તિનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશ પાર પાડવા માટે, આ પ્રવૃત્તિથી છોકરાંઓને, જનતાને અને દેશને ફાયદો થશે જ એવી ખાત્રી થવી જોઇએ.

દરેક બાલવીરે દરરોજ એક પરોપકારનું કાર્ય કરવું એ નિયમ પાળવાનો હોય છે. છોકરાઓ દરરોજ શું પરોપકાર કરી શકવાના છે એમ માનવું સહેલું છે, પણ અનુભવથી એમ કહી શકાય છે કે જીંદગીમાં હરહંમેશ પરોપકાર કરવાની તક મળેજ જાય છે, આ કલ્પના લોકોને, મુખ્યત્વે માબાપને અને શિક્ષકને આવે એ દૃષ્ટિએ આ પુસ્તક લખવાનો અલ્પ પ્રયાસ છે. હું આશા રાખું છું કે આ પુસ્તકના વાંચનથી બાલવીર પ્રવૃત્તિ ઉપર જનતાને વિશ્વાસ ઉત્પન્ન થશે અને એટલું થશે તો હું મારો પ્રયત્ન સફળ થયો છે એમ માનીશ.

સદરહુ પુસ્તક મારા મરાઠી પુસ્તક 'हीं लहानगीं मुलें काय करणार ?' નો અનુવાદ છે. તેમાં મને ઘણા મિત્રોએ સહાય આપી છે તે બદલ તેમનો આભાર માનું છું.

ગ. મ. વૈદ્ય

# અનુક્રમણિકા.


| | |
|---|---|
| વંદન ... ... ... ... ... | |
| ૧ પહેલો દિવસ ... ... ... ... | ૧ |
| ૨ સવારની મોજ ... ... ... ... | ૬ |
| ૩ વ્યાયામશાળાની સ્થાપના ... ... ... | ૧૧ |
| ૪ મહાશિવરાત્રીનો મેળો ... ... ... | ૧૬ |
| ૫ છાવણીની છાયામાં ... ... ... | ૨૧ |
| ૬ સ્વદેશી ... ... ... ... | ૨૫ |
| ૭ પ્રતિજ્ઞાનાં સ્મરણો ... ... ... ... | ૩૦ |
| ૮ એ કોણ? ઓળખી આપો ... ... ... | ૩૫ |
| ૯ ઈશ્વર કૃપા ... ... ... ... ... | ૩૬ |
| ૧૦ ફાગણના ફાગ ... ... ... ... | ૪૧ |
| ૧૧ શીતળાનો વાયરો ... ... ... ... | ૪૬ |
| ૧૨ ગરીબ વિદ્યાર્થી ... ... ... ... | ૫૦ |
| ૧૩ ભલો ગામડિયો ... ... ... ... | ૫૪ |
| ૧૪ નવી પ્રવૃત્તિ ... ... ... ... | ૬૦ |
| ૧૫ આગગાડીની મુસાફરી ... ... ... | ૬૪ |
| ૧૬ અમારું હિંદુસ્તાન ... ... ... ... | ૬૯ |

# વંદન

વંદે ! મંગલમ્
અતુલમ્, વિમલમ્ । ત્રિજગત્પાલમ્
વંદે પદ કમલમ્ સુંદરમ્ ॥ ધ્રુ૦ ॥

વિશ્વ પસારી નાટક લીલા
દિન રજનીના પડદા ધરિયા
સુસૂત્રધારા ! તુજ આશરા,
સબલમ્ સકલમ વિશ્વનાયકમ્ ॥ ૧ ॥
વંદે ! મંગલમ્

# ૧ ★ ★ પહેલો દિવસ

આજે બેસતું વરસ. કેટલો આનંદનો દિવસ ! નવા વર્ષનો આ પ્રથમ દિવસ. જુનું વર્ષ પુરૂ થયું અને નવું વર્ષ સુખ સંપત્તિનો સંદેશો લઇને આવ્યું. અમારી શાળામાં એક બાલવીર સેનાની આજ સ્થાપના થઈ. દાખલ થતાં પહેલાં મને લાગતું હતું કે બાલવીર થઈ હું શું કરી શકીશ ? હું હમણાં બાર વર્ષનો છું. મારા જેવા નાના છોકરાને શું કરતાં આવડશે ? બાલવીર થઈ મેં અમુક નિયમો પાળવા સોગન લીધેલા તે હું કેવી રીતે પાળીશ ? અને હું લોકોને કેવી રીતે ઉપયોગી થઈ પડીશ ? આવા વિચારો આવવાથી મારે બાલવીર સેનામાં દાખલ થવું કે નહિ તેની મને સમજ પડતી નહતી. પણ બાલવીર થયા પછી ખાખી પોશાકની ખુમારી, લાકડી પકડવાની છટા, સીસોટી વગાડવાની અને સાંભળવાની મઝા, ભપકો વગેરેનો મોહ મને ખૂબ ઉત્પન્ન થયો. આ ઉપરાંત મારા પિતાએ પણ મને બાલવીર થવા માટે રાજીખુશીથી પરવાનગી આપી, આથી મેં મારૂં નામ બાલવીરસેનામાં નોંધાવ્યું.

આજરોજ બાલવીર સેનાની સ્થાપના થઈ. અમારા શિક્ષકની સૂચનાપ્રમાણે અમે બધા બાલવીરનો ખાખી પોશાક પહેરી નિશાળે ગયા. મુખ્ય શિક્ષક આગળ અમે બધા બાલવીરોએ શપથ લીધા. પછી અમારા બાલવીર શિક્ષકે અમને કવાયત

શીખવી અને તે પુરી થતાં તેમણે અમને થોડોક ઉપદેશ આપ્યો. "જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે સારૂં કામ કરવું. લોકોને મદદ કરવી એજ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે. અને કર્તવ્યના પાલનથીજ ખરો આનંદ પ્રાપ્ત થાય છે." ત્યારપછી બાલવીર સેનાની સ્થાપનામાં અમે જે ઉત્સાહ અને ઉમંગ બતાવ્યાં તે માટે અમને તેઓએ અભિનંદન આપ્યાં. બધાને મિઠાઈ વહેંચવામાં આવી.

આ કાર્ય પુરૂં થયા પછી અમે ઘેર આવવા માટે નીકળ્યા. ખાખી ચડ્ડી, નવું ખમીસ અને નવા જોડાના પોશાકથી સ્વાભાવિક રીતે અમને મગરૂબી થતી હતી. હાથમાં લાકડી હોવાને લીધે અમારામાં પુષ્કળ શકિત આવી હોય એવી કલ્પના અમારૂં મન કરવા લાગ્યું. નવા પોશાકમાં સજ્જ થઇને અમે જતા હતા ત્યારે રસ્તા ઉપર લોકો અમારા તરફ જોવા લાગ્યા અને અમારા મનમાં અમે ગૌરવ લેવા લાગ્યા. રસ્તા ઉપર બીજા છોકરાઓ પણ અમારી તરફ બહુ આશ્ચર્યથી જોતા હતા. આમ માન વધતું જોઈ કોને ગર્વ ન આવે! બીજા છોકરાઓ જેટલી શું અમે કાંઇ ઉચ્ચ અભિલાષા નથી સેવતા?

થોડા વખત પછી દરેક બાળવીરે પોતપોતાના ઘેર જવા માટે જુદો જુદો રસ્તો લીધો. અને છેવટે હું એકલો પડી ગયો. હું ઘેર પહોંચીશ ત્યારે આ મારો નવો પોશાક જોઈ મારી મા મારી મશ્કરી કરશે, મારા પિતા મને શાબાશી આપશે અને મારા ભાઈબહેનો મારી આજુબાજુ એકઠા થઈ મારો પોશાક

જોયાંજ કરશે એવા વિચારો મારા મનમાં આવ્યા કરતા હતા. એટલામાં એક આખલો શિંગડાં ઉછાળતો ચારે પગે દોડતો આવતો દેખાયો. મારી આગળ થોડેક છેટે બે નાની છોકરીઓ ચાલતી હતી. આખલો મસ્તાની થયો હતો. અને એ આખલો શિંગડાં ઉપર ઉછાળશે એ બીકથી છોકરીઓ ગભરાઈ ગઈ, અને પાછી વળવા લાગી. પણ એટલામાં તો આખલો તે છોકરીઓ તરફ દોડ્યો. આ વખતે મને કયાંથી બળ આવ્યું તે તો પ્રભુજ જાણે, પણ હું મારી લાકડી સાથે છોકરીઓ આગળ જઈ પહોંચ્યો અને આખલાના શિંગડાં ઉપર જોરથી મેં લાકડી મારી તેથી આખલો તો ગભરાયો અને બે પગ વચ્ચે પૂંછડું ઘાલી નાઠો.

આ બાજુ કુસુમ અને કમળાની પણ સ્થિતિ કફોડી થઈ. બીકને લીધે તે બન્ને છોકરીઓ રસ્તા ઉપર પડી ગઈ. તેથી તેમનાં કપડાં ધૂળધૂળ થઈ ગયાં. આખલાના ગયા પછી હું તેમની પાસે ગયો, અને તેમને ધિરજ આપી. તેઓ ડુસકેને ડુસકે રડવા લાગી. મેં તેમને આશ્વાસન આપ્યું. અને તેમનાં કપડાં ખંખેરી નંખાવી તેમને ઘેર પહોંચતી કરી હું મારા ઘર તરફ વળ્યો.

જ્યારે હું મારા ઘરના આંગણા આગળ આવ્યો, ત્યારે મારા ભાઈ બહેનો મને જોવા એકઠાં થયાં. અને મારો પોશાક જોઈ અનેક પ્રશ્નો પૂછવા મંડી પડ્યાં. મારા પિતાશ્રી ઘરમાંથી બહાર આવ્યા અને મને જોઈ કહ્યું, "ભાઈ, તું બાલવીર થયો એ સારૂં થયું, પણ બાલવીરના મોભાને શોભે

એવી રીતે વર્તજે." પછી હું ઘરમાં ગયો, ત્યારે, મને જોઈ મારી માને પુષ્કળ આનંદ થયો.

એટલામાં કુસુમ અને કમળાના બાપ અમારે ત્યાં આવ્યા. તેમણે મારા પિતાને મેં કુસુમ અને કમળાને કેવી રીતે બચાવ્યાં હતાં તે વિગતવાર કહી સંભળાવ્યું અને મારા કામથી ખુશ થઈ મને એક મિઠાઈનું પડીકું ભેટ આપ્યું. મેં કહ્યું, "મારાથી આ પડીકું લેવાય નહિ. બાલવીર જે કામ કરે છે તે માટે તે બક્ષીસ લેતો નથી." તેથી તેમણે પડીકું છોડી મારા ભાઈ બહેનોને મિઠાઈ વહેંચી આપી.

હું બાલવીર થયો તેજ દિવસે મેં એક સેવાનું કાર્ય કર્યું તેથી મારા માબાપને પુષ્કળ આનંદ થયો. તેમણે મને શાબાશી આપી. થોડાજ દિવસમાં આ વાતની નિશાળમાં બધાને ખબર પડી. કુસુમ કમળાના બાપે એક પત્ર લખી શાળામાં બાલવીરસેના સ્થાપવા માટે બાલવીર શિક્ષકને અભિનંદન આપ્યાં.

હું શું કરી શકવાનો છું એવી મારી શંકા દૂર થઈ. પહેલેજ દિવસે મને જ કરતાં આવડ્યું તે માટે ખરેખર હું પરમેશ્વરનો આભાર માનું છું. મારી નાની બહેને મને કહ્યું, "મોટાભાઈ, તમે પણ સિપાઈ થયા?" મેં જવાબ આપ્યો, "હા, મારે તો સારા કામ કરનાર સિપાઈજ થવું છે એમાંજ મઝા છે."

# ૨ ★ ★ સવારની મોજ

દિવાળીના દિવસો ગયા. ને ઠંડીના ચમકારા શરૂ થયા. ગુલાબી ઠંડીમાં વહેલી સવારે ફરવા જવું એ પણ જીવનનો એક લ્હાવો છે, મઝા છે, આનંદ છે. અમારા શિક્ષકને પણ ગુલાબી ઠંડીમાં ફરવાને શોખ હતો. વર્ષાઋતુમાં પડતા ઝરમર ઝરમર વરસાદે એમના ફરવાના કાર્યક્રમમાં વિઘ્ન નાખ્યું હતું. પણ હવે એ કાર્યક્રમ પાછો શરૂ થયો હતો. સવારે પાંચ વાગે પ્રાતઃકર્મથી પરવારવું અને કપડાં પહેરી બે ત્રણ માઈલ ફરવા નીકળી પડવું એ એમની દિનચર્યાની શરૂઆત હતી. ગામની બહાર તેઓ નીકળતા, ત્યારે આછું આછું અજવાળું પૂર્વ દિશામાં દેખાતું. ને ત્યારે તેઓ મીઠા કંઠે પ્રભાતિયાં ગાતા ગાતા લગભગ અઢી માઈલ દૂર આવેલા મહાદેવના મંદિરે જઈ કુદરતી લીલા નિહાળી પાછા ફરતા.

મને પણ એક દિવસે એમની સાથે ફરવા જવાની ઈચ્છા થઈ. મેં મારા બે ત્રણ મિત્રોને આ વિષે વાત કરી. તેઓ પણ કબુલ થયા. મારા હરખનોતો પારજ ન રહ્યો. તરતજ શિક્ષકના પાસે જઈ તેમની સાથે અમને ફરવા લઈ જવા માટે અમે વિનંતી કરી.

"ભલે તમે આવો, મારી ના નથી." તેમણે કહ્યું, "પણ તમે અઢી માઈલ ચાલી શકવાના નથી. છતાંય તમારી મરજી હોયતો આપણે આપણે દોઢ માઇલ આવેલા અંબાજી માતાની

મંદિર સુધી જઈશું. પણ તમારે તમારા વાલીની પરવાનગી લાવવી પડશે. તમારા જેવા બાળવીરો મને બહુજ ગમે છે." શિક્ષકે અમારા મતને પ્રોત્સાહન આપ્યું.

શિક્ષકની રજા મળી. હવે પૂછવુંજ શું? હું તો સીધો ઘેર દોડયો પિતા પાસે, ને ફરવા જવા માટે રજા માગી. "અરે ગાંડા, તું ક્યારે વહેલો ઉઠે છે? સવારના આઠ વાગ્યા સુધી તો ઘોરે છે. તો પછી ક્યાંથી ફરવા જવાનો હતો?" મારા પિતાએ મારી ખોડ કાઢી. મેં વહેલા ઉઠવાની કબુલાત આપી. "તો મને બહુજ ગમે. વળી જો તું દરરોજ નિયમિત ફરવા જશે તો હું ઈનામ આપીશ." મારા બાપુએ રજા આપતાં એમના વિચાર દર્શાવ્યા. હવે તો મારો આનંદ માતો ન હતો.

આવતી કાલથી શુભ શરૂઆત કરવી એવી મિત્રોને ખબર આપી. તેમને પણ તેમના વડીલોએ ફરવા જવાની રજા આપી હતી.

અમારા શિક્ષકને સંગીતનો ભારે શોખ હતો. તેમનો કંઠ મીઠો હતો. વહેલી સવારે એમનાં પ્રભાતિયાં અમને ઓર આનંદ આપતાં હતાં. તેઓ પ્રભાતિયાં ગાઈ એકલું સંગીત સંભળાવતા નહિ, પણ અમને સાથે સાથે શિખવતા પણ ખરા. વળી પાછા રસભરી વાતોએ ચડતા, ને અમારી પાસેથી વાતો કઢાવતા. આ આનંદ ઉપરાંત ગુલાબી ઠંડીમાં ફરવાનો લ્હાવો અમને મળતો તે જુદો.

ગામની બહાર જતાંજ અમે અંબાજીના મંદિરનો રસ્તો પકડતા. રસ્તાની બંને બાજુએ ખેતરો આવેલાં હતાં. પાકથી લીલાં ખેતરો સર્વત્ર લચી રહ્યાં હતાં. એ પાકને ફુલો ઉપર થઇને વાતો ઠંડો અને સુવાસિત પવન અમને આલ્હાદક લાગતો હતો. ઠંડીનો થોડો ચમકારો લાગતો પણ અમે ગરમ કપડાં ચઢાવતા એટલે ઠંડીની જરાય દહેશત ન રહેતી. મંદિરે પહોંચતા, માતાજીનાં દર્શન કરતા, થોડીવાર આરામ પણ લેતા, ને પછી બગીચામાંથી સુંદર અને સુવાસિત પુષ્પો ચૂંટી ઘેર પાછા ફરતા. એ અમારો નિત્યક્રમ થઇ પડયો હતો.

એક દિવસે વહેલી સવારે અમે ફરવા નીકળ્યા. શિક્ષકે પ્રભાતિયું ગાવાની શરૂઆત કરી. શિક્ષક પ્રભાતિયું ગાતા જાય અને એની એક એક કડીનો અર્થ સમજાવતા જાય. આજે અમે વહેલા નીકળેલા હોવા છતાં નિયમ મુજબ સાથે લાઠી લઇ જવાનું ભૂલ્યા ન હતા. માતાજીના મંદિરે પહોંચ્યા. દર્શન કર્યાં. ફુલો ચૂંટી અમે પાછા ફર્યા.

પાછા ફરતાં આજુબાજુની કુદરતી લીલા પણ નિહાળતા હતા. ત્યાં એક ખેતર તરફ અમારી નજર પડી. ઉભા પાકમાં ગાય ભેંસોનું ધણ પેસી પાકનો કચ્ચરઘાણ વાળતું હતું.

"અલ્યા, આતો પેલા રામા પટેલનું ખેતર. પેલી ગાયો ને ભેંસો એનું નિકંદન કાઢી રહી છે." ઇન્દુથી બોલી જવાયું. "બિચારાને ખૂબ નુકસાન થશે. પણ આ લોક રખેવાળ નહિ રાખતા હોય?" મેં પ્રશ્ન કર્યો. તેઓ તો જાતેજ સાચવે છે. આજ બે દિવસથી રામાનો બાપ માંદો પડયો છે. એથી

બિચારો કદાચ નહિ આવી શક્યો હોય ! બિચારાને નુકસાન થાય ને આપણે એમને એમ જોઇ રહીએ? રામા પટેલ તો બહુ ભલો આદમી છે. સુમને દયા દર્શાવીને કહ્યું.

એ બધું ખરૂં, "પણ જો આપણે એ ગાય ભેંસોને હાંકવા ખેતરમાં દાખલ થઈશું તો કોઇને વહેમ આવશે કે છોકરાઓએ ધાંધલ મચાવ્યું છે." શ્રીધરના મનમાં શંકા થઈ.

અમારી વાત માસ્તરસાહેબ સાંભળી રહ્યા હતા. તરતજ તેમણે શિખામણ આપી, "તમે બાળવીર છો. તમોએ કયા સોગન લીધા છે એ તમને ખબર છે? તમે બહાદુર છો. તમારા ઉપર એવો ખોટો આરોપ કોઈ મૂકી ન શકે. મારો આગ્રહ નથી કે તમે ગાયો ભેંસો કાઢવા જાઓ, પણ કોઇને મદદ રૂપ થઈ પડવું એ માનવીની ફરજ છે. તો પછી તમે તો બાલવીર છો."

શિક્ષકના આ બોધની અમારા ઉપર સુંદર અસર થઈ. અમને અમારી ફરજનું ભાન થયું. તરતજ અમે ખેતરમાં દાખલ થયા. ગાયોને ભેંસો મોટા પ્રમાણમાં હોવા છતાં અમે ભારે મહેનત કરી તેમને હાંકી કાઢી. પણ ખેતરની વાડમાં એક મોટું છીંડું હતું. ત્યાંથી ફરી પાછી આવવા સંભવ હતો. આ બીક જબરી હતી. આથી એનું શું કરવું એનો વિચાર કરતા હતા, ત્યાંતો રામા પટેલ સામેથી આવતા દેખાયા. તે નજીક આવ્યા. કે તરતજ અમારા શિક્ષકે ગાયો ભેંસો એના પાકનું કેવું સત્યાનાશ વાળી રહી હતી અને અમે તેમને કેવી

શીતે હાંકી કાઢી એ હકીકત કહી. પાકને ઝાઝું નુકશાન થયું ન હતું. રામાએ અમારો આભાર માનતાં કહ્યું, "ભગવાન તમારૂં ભલું કરો." અમારી મહેનતે એનું ખેતર બચવા પામ્યું હતું.

રામા પટેલ અમારો ઉપકાર ભૂલ્યા ન હતા. થોડા દિવસો પછી એના ખેતરમાં શેરડીનો પાક થયો. રસ કાઢવા માટે કોલું ફરવા લાગ્યું. આ વખતે તેણે અમને સૌને આમંત્રી ધરાઇએ એટલો શેરડીનો રસ પાયો ને અમારાં સૌનાં વખાણ કર્યાં.

# ૩ વ્યાયામ શાળાની સ્થાપના

અર્વાચીન સમયમાં શાળામાં શારીરિક શિક્ષણ ઉપર જરાપણ લક્ષ અપાતું નથી એમ બધાને લાગે છે. બાલવીરને શારીરિક મેહનત કરવાના અનેક પ્રસંગો ઉભા થાય છે. પણ તે વખતે તે મેહનત કરવામાં પાછળ પડે છે, અગર અશકત નીવડે છે. આ કારણને લઇનેજ કવાયત તેમજ નાના પ્રકારની રમતો તેમને શિખવવામાં આવે છે. અમે બાલવીરો પણ તેજ પ્રમાણે કવાયત શિખતા હતા પણ નાના પ્રકારની રમતોથી અગર કવાયતથી શરીર મજબુત થતું નથી. તેથી દંડ, બેઠક, નમસ્કાર, મલખમ કે મરદાની રમતો જેવા વ્યાયામની અમને જરૂર લાગી. આવી અંગકસરત માટેની સગવડ નિશાળોમાં હોતી નથી તેથી વિદ્યાર્થી શરીરે દુબળો અને અશકત માલુમ પડે છે. એક દિવસે અમારી

શાળામાં એક વ્યાયામપ્રેમી ગૃહસ્થ આવ્યા. વર્ગમાં વિદ્યાર્થીઓના ચહેરા અને શરીર જોઈ તેઓ બોલ્યા, "આ શું? આજ ભવિષ્યના યુવાનો કે? આજ હિંદુસ્તાનનું ભવિષ્યનું લશ્કર?" એ યુવાનો શું કરવાના? તેમનામાં તાકાત કે બળ ક્યાં છે? રૂની પુણી જેવા સફેદ તો તેમનાં મુખ છે." આ ભાષણ એક રીતે મશ્કરી રૂપ હતું પણ શારીરિક વિકાસમાં અમે કેટલા પાછળ છીએ એ ખરેખર બતાવી આપતું હતું.

તે ગૃહસ્થે ગામના બીજા ગૃહસ્થોની મદદથી શાળાની પાસેજ એક વ્યાયામશાળા સ્થાપી. અમને બાલવીરોને અનેક વખતે જ્યારે શારીરિક મહેનતનું કાર્ય કરવું પડતું હતું, ત્યારે પુરતા અંગબળના અભાવે તે આવડતું નહિ, અને અમે બરાબર કર્તવ્ય પરાયણ થઈ શકતા નહિ એનો અમને ખ્યાલ હતો. હું જાતે નબળો હતો. બહુવાર માંદો પડતો ન હતો પણ વ્યાયામ તરફ મારૂં બિલકુલ લક્ષ ન હતું. બાલવીર થયા પછીજ હું થોડી મહેનત કરતાં શીખ્યો હતો.

એક વખત એવું બન્યું કે અમે ચાર પાંચ બાલવીર ગામ બહાર ફરવા ગયા. ગામ બહાર દોઢ માઈલ દૂર વન હતું. તેમાં જઈ કાજુ ખાવાનો અમને વિચાર થયો. અમે વનમાં ગયા ત્યારે એક વૃદ્ધને એક ઝાડ નીચે પડેલો અમે જોયો. તેની નજીક જઈ તપાસ કરતાં અમને માલમ પડયું કે તે જંગલમાં લાકડાં કાપવા આવ્યો હતો અને એક ઝાડ ઉપરથી તે નીચે પટકાયો હતો, તેથી તે ચાલી શકતો ન હતો. આજુબાજુ

કોઈપણ માણસની એને મદદ મળી શકે એમ ન હતું. તેથી અમે ચાર પાંચ બાલવીરોએ વિચાર કર્યો કે એને ટેકો આપી અગર ઉચકીને હોસ્પીટલમાં લઈ જવો. પણ અમે બધા એટલા અશકત નીવડ્યા કે આ કામ અમારાથી થયું નહિ. આ કારણથી અમને બધાને ખાસ કરીને મને બહુ ખોટું લાગ્યું. અને મેં ત્યાંજ નિશ્ચય કર્યો કે મારે દરરોજ વ્યાયામ કરવો.

"હું દરરોજ વ્યાયામ શાળામાં જવા મંડયો અને બીજા અનેક છોકરાઓ પણ ત્યાંજ આવવા લાગ્યા. અંગ કસરત માટે બહુ વખતની જરૂર હોતી નથી. નિશાળ છૂટ્યા પછી અર્ધા કલાકમાં અમારૂં કામ પૂરું થઈ જતું હતું. શરુઆત દસ બેઠક અને દસ નમસ્કારથી થઈ. પછી ધીમે ધીમે બેઠક અને નમસ્કારની સંખ્યા વધતી ગઈ. આથી અમને બીલકૂલ થાક લાગતો નહિ. પણ અમને વધારે કસરત કરવાની સ્ફૂર્તિ આવતી હતી. દિન પ્રતિદિન અમારી ભુખ વધતી ગઈ અને શરીર સુધરવાથી અમારામાં નવો ઉત્સાહ આવતો જાય છે એમ અમને લાગવા માંડયું. અખાડામાં છોકરાઓની સંખ્યા વધી. તે વખતે બાલવીરો નવા આવનાર વિદ્યાર્થીઓને કસરત શિખવતા. આવી રીતે શરુ કરેલા અખાડાનું કામ ધમધોકાર આગળ ચાલ્યું. છ માસમાં તો નિશાળના છોકરાઓમાંથી પોણો ભાગ વ્યાયામ શાળામાં કસરત કરતો થઈ ગયો. વ્યાયામથી સર્વેને ફાયદો થાય છે, એમ બધાને માલુમ પડયું.

"વ્યાયામ સાથે તરતાં પણ શીખવું જોઇએ એમ અમને બધાને લાગ્યું. અમારા ગામ પાસે એક નદી હતી. ઉનાળામાં તે સુકાઈ જતી હતી અને થોડું પાણી રહેતું હતું. તેથી તેમાં થઇને લોકો આવ જા કરતા હતા. પરંતુ ચોમાસામાં તે નદી પાણીથી ભરપૂર થઈ જતી હતી. અને લોકોને બહુ મુશ્કેલી પડતી હતી. એક શ્રાવણ માસના સોમવારે અમે બધા છોકરાઓ આ નદીએ નાહવા ગયા. અહીં ઘણાં સ્ત્રી પુરુષો



પણ આવ્યાં હતાં. મને પોતાને તરતાં આવડતું ન હતું. આ કારણને લઇને છાછરા પાણીમાં ઉતરી સ્નાન કરવાનો વિચાર કરતો હું ઉભો હતો. બીજા બધા નાહતા હતા. કેટલાક

પુરુષો નદીમાં તરતા હતા, કેટલાક સામે પાર જઈ પાછા આવતા હતા, અને કેટલાક સ્નાન કરી નજીકમાં માતાનું મંદિર હતું ત્યાં દર્શન કરી ઘેરે પાછા વળતા હતા. એવામાં અમારી બાજુમાં એક વૃદ્ધ ગૃહસ્થ નાહતા હતા. તેમનો પગ સરી જવાથી તે પાણીમાં પડયા. અને પાણીના વહેણમાં ખેંચવા લાગ્યા. મને તરતાં આવડતું ન હતું. તેથી મને પુષ્કળ ખેદ થયો. નદી ઉપર લોકો એકઠા થઈ બૂમાબૂમ કરવા મંડી ગયા. આ સાંભળી ચાર જુવાનોએ નદીમાં પડતું મૂકયું અને તરતાં તરતાં જઈ તે વૃદ્ધ ગૃહસ્થને પકડી પાડી તેને નદી બહાર લાવ્યા અને તેને બચાવ્યો. મને તરતાં આવડતું ન હતું તેથી હું કોઇ પણ જાતની મદદ કરી શકયો નહિ અને કર્તવ્ય પરાયણ બન્યો નહિ તેથી મને મારું અંતઃકરણ ડંખ્યું. તરતજ મેં તરવાનું શીખવા માટે નિશ્ચય કર્યો અને મારી પાડોશમાં એક ભાઈ કુશળ હતા, તેમને મેં તરવાનું શિખવવા વિંનતિ કરી. તેમણે તે વિનંતિ સ્વીકારી. તરવું એ એક વ્યાયામજ છે.

અમારી બાલવીર સેનામાંથી પ્રથમ પાંચજણ શીખવા આવવા લાગ્યા. એક મહીનામાં મને તરતાં આવડી ગયું. અને આશરે ત્રણ મહીનામાં મને આત્મવિશ્વાસ આવ્યો કે હું કોઈ પણ ડુબતા માણસને બચાવી શકીશ. અમે પાંચે જણા તરવામાં કુશળ બન્યા અને અમને પાણીની બીક ભાંગી ગઈ. કસરતથી અને તરતા શીખ્યાથી અમે વધારે સારૂં કામ કરી શકયા અને લોકોને વધારે ઉપયોગી થયા. અખાડામાં

દાખલ થતા પહેલાં દરેક વિદ્યાર્થીનું વજન કરવામાં આવ્યું હતું. અને પછી ત્રણ માસ પછી જ્યારે ફરીથી વજન કર્યું ત્યારે તે વધ્યું હતું. હવે થોડાજ વખતમાં અખાડાનો વાર્ષિકોત્સવ થવાનો છે. તમે વ્યાયામ–પ્રેમી વિદ્યાર્થીઓ આવશો ને ?

---

# ૪ ★ મહા શિવરાત્રીનો મેળો

---

અમારા ગામ પાસેની એક ઉંચી ટેકરી ઉપર એક મહાદેવનું મંદિર હતું. દરરોજ સાંજે લોકો ત્યાં દર્શને જતા. આ ઉપરાંત ગામમાંથી કેટલાક લોકો પણ ખુલ્લી હવાનો લાભ લેવા અહીં આવતા. ટેકરી ઉપર ઝાડો હોવાથી અને ઝાડોની નીચે બેસવાની સગવડ કરેલી હોવાથી લોકો તે ઝાડોની નીચે બેસી ગપ્પા મારતા હતા. આ મંદિર બહુ જાનું હતું, અને સરકાર તરફથી એક બ્રાહ્મણને પૂજા કરવા બદલ વર્ષાસન પણ મળતું હતું.

અહીં મહાશિવરાત્રીના દિવસે એક મોટો મેળો ભરાતો હતો. ગામે ગામના સ્ત્રીપુરુષો અને બાળકો આ મેળો જોવા કે કંઈ વસ્તુ ખરીદવા કે જૂના મિત્રોને મળવા માટે અહીં આવતા હતા. આ મંદિરની વ્યવસ્થા ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું પંચ કરતું હતું અને શેઠ કુબેરદાસ લક્ષ્મીદાસ તેના પ્રમુખ હતા. આ કુબેરદાસનો છોકરો મનહરલાલ અમારી સાથે ભણતો હતો. તેને તેના બાપે કહ્યું "મનહર આ વર્ષે મેળામાં

રાખવા માટે તમારી બાલવીર સેનાને બોલવવાનો મારો વિચાર છે. જોઇએ તો ખરા કે તમે બાલવીરો લોકસેવાનું કામ કેવુંક કરો છો? મનહરને કામ કરવાની હોંશ હતી. તે આનંદથી બોલ્યો "હા બાપા, અમને તમારી વાત કબૂલ છે. ભલે અમારી પરીક્ષા લો." જો જો અમે કેવું સારૂં કામ કરીએ તે! આ વાત મનહરે અમને કહી. અમે આ વાત શિક્ષકને કહેવાનું યોગ્ય ધાર્યું પણ તેજ દિવસે કવાયત વખતે અમારા શિક્ષકે પોતાના ખીસામાંથી એક કવર કાઢી કહ્યું "બાલવીરો, આ વર્ષે મહાશિવરાત્રીના મેળામાં વ્યવસ્થા રાખવા આપણને મહાદેવના મંદિરના પંચ તરફથી આમંત્રણ મળ્યું છે!"

મેં કહ્યું "સાહેબ, અમે બધા જવા ખુશી છીએ." શિક્ષકે કહ્યું, "પણ સાંભળો; ત્યાં જઈ કાંઈ જમીને સૂઈ રહેવાનું નથી. ત્યાં તો તમારે પૂરતો બંદોબસ્ત રાખવો પડશે. કોઈ મા-બાપથી વિખુટાં પડી ગયાં હોય એવાં બાળકોને તેમના મા-બાપને પાછા સોંપવાનું કામ તમારે કરવું પડશે. વળી લોકોને પીવાનું પાણી પણ તમારે આપવું પડશે. આ ઉપરાંત બહુ ભીડ વખતે તમારે લોકોને મદદ કરવાના અનેક પ્રસંગો આવશે અને તમારે તે માટે તૈયાર રહી મદદ કરવી પડશે."

અમારી બાલવીર સેનામાં પુષ્કળ છોકરાઓ દાખલ થયા હતા. તેમાંના કેટલાક મોટી ઉંમરના પણ હતા. આસરે પચીશ વિદ્યાર્થીઓએ મેળામાં જઈ વ્યવસ્થા રાખવાનું હસતે મુખડે કબૂલ કર્યું. તે છતાં પણ અમારા શિક્ષકે દરેક જણને કહ્યું કે તમારે આવતી કાલે તમારા મા-બાપની પરવાનગી લાવવી.

આથી બીજે દિવસે નિશાળે જતાં પહેલાં મેં મારા પિતાને પૂછી જોયું. બાલવીરના સારા કામને લીધે હવે લોકોને બાલવીર તરફ પ્રેમ થયો હતો. બાલવીર થવું એટલે નવાં કપડાં પહેરી આમતેમ ફરવું એ કલ્પના જતી રહી હતી. એવીજ રીતે બાલવીર થવું એટલે અભ્યાસ ન કરવો અને ગામમાં વગર કામે ભટકવું એ આક્ષેપ પણ ઓછો થતો જતો હતો. બાલવીરો અભ્યાસમાં પણ ઉંચો નંબર રાખતા હતા કારણ કે અમારા શિક્ષક અમારા અભ્યાસની પણ કાળજી રાખતા હતા. બાલવીર અભ્યાસ નથી કરતા એવું દેખાય તો લોકોનો આ બાલવીરની ચળવળ માટે હલકો અભિપ્રાય બંધાઈ જાય અને લોકો તેમના છોકરાઓને બાલવીર સેનામાં જોડાવા દે નહિ તેમજ બાલવીરની વર્તણુક ઉપર પણ શિક્ષક વધારે ધ્યાન આપતા હતા. કોઈપણ બાલવીર ઉદ્ધતાઈથી વર્તતો તો તેને કડકમાં કડક શિક્ષા થતી. બાલવીરે નમ્રતાથી અને વિવેકથી વર્તવું એવું તેઓ હંમેશ કહેતા હતા. મારા બાપે મને મહાદેવના મેળામાં વ્યવસ્થા રાખવા જવા પરવાનગી આપી.

મહાશિવરાત્રીને આગલે દિવસે અમારે મેળામાં શું શું કરવાનું, કયાં રહેવાનું વગેરે બાબતની સમજૂતી અમે લઈ લીધી અને ઘેર જતાં પહેલાં અમે બધા એકઠા થયા. બીજે દિવસે સવારે આખી સેનાની ત્રણ ટુકડીઓ પાડવામાં આવી અને દરેક ટુકડીએ શું કરવું ને કયાં રહેવું તે નક્કી કરવામાં આવ્યું. મેળામાં બંદોબસ્ત રાખવા માટે સરકાર તરફથી સિપાઇઓ રાખવામાં આવે છે. આ બંદોબસ્ત સાથે અમારે કાંઈ પણ લાગતું વળગતું નહોતું. પોલીસનો બંદોબસ્ત

ઘણી વખત ઘણો કડક હોય છે. અને માણસોને મદદ કરવાને બદલે બંદોબસ્ત કેવી રીતે રાખવો તે ઉપર તેમનું વિશેષ લક્ષ હોય છે. આથી લોકોને મદદ મળવાને બદલે ત્રાસ થાય છે. મારૂં નામ બપોરે દેખરેખ અને વ્યવસ્થા રાખવાની ટુકડીમાં હતું. હું મારા કામ ઉપર હાજર થવા બરોબર ઘેરથી સાડાદશ વાગ્યે નીકળ્યો. મહાદેવના મંદિર પાસે પહોંચ્યો ત્યારે લોકોની ગિરદી ખૂબ જામી હતી અને જેમ જેમ બપોર થતો ગયો તેમ તેમ પાણી પીનારાઓની ગિરદી ખૂબ જામી. પહેલી ટુકડીમાં આઠ જણ હતા. અને અમારી બીજી ટુકડીમાં બારજણ હતા. અમે બારેજણ અગિયાર વાગ્યાથી કામે વળગી ગયા અને જોત જોતામાં ઘણા લોકોને પાણી પાયું. જેમ જેમ ગિરદી વધતી ગઈ તેમ તેમ અમારૂં કામ વધતું ગયું. એક પણ પળનો અમને આરામ મળ્યો નહિ. સુમારે અઢી વાગ્યે ત્રીજી ટુકડીના બાલવીરો કામ પર આવવા લાગ્યા તેમને કામ સોંપી અમે અમારે ઘેર પાછા આવવા નીકળ્યા. રસ્તામાં એક ત્રણ ચાર વર્ષનો છોકરો "મા મા" કરતો રડતો હતો. આ છોકરો એની માથી વિખુટો પડી ગયો હતો. એને અમે તેનું નામ પૂછયું પણ તે કાંઈ સમજે એટલી ઉમરનો ન હોવાથી તે રડવા લાગ્યો અને "મા, મા," કરતો બૂમો પાડવા માંડ્યો. હવે શું કરવું ? તે છોકરો મંદિર તરફ જતો હતો તેથી અમને લાગ્યું કે તેના માબાપ મંદિરમાં દર્શન કરવા ગયાં હશે. આગળના ચોકમાં એક વૃદ્ધ કારકુન બેઠો હતો. તેને તે છોકરો સોંપી અમારે ઘેર જવું એમ અમે વિચાર કર્યો. એટલામાં તો છોકરો "ઓ મા, મા" કરતો અમારી પાસેથી નાઠો અને



એક સ્ત્રીના પગે વળગી પડ્યો. એજ એની મા હતી. તે પણ તેના છોકરાને શોધતી હતી, અને છોકરો ગુમાવી બેસવાની બીકથી તે ગભરાઈ ગઈ હતી. આ છોકરાની મા છે એમ ખાત્રી થતાંજ અમારૂં કામ પૂરૂં થયું. આ છોકરો ત્યાં કયાંથી આવ્યો તે તે વૃદ્ધ કારકુને છોકરાની માને કહ્યું. અને આ કામ કર્યા બદ્દલની નોંધ અમારી રોજનીશીમાં લખી લીધી. પછી અમે અમારે ઘેર ગયા. અમારી પછીની ટુકડીએ પણ પાણી પાવાનું કામ બહુ વ્યવસ્થાપૂર્વક કર્યું હતું. ચાર દિવસ પછી મંદિરની કારોબારી સભાના પ્રમુખે અમારા શિક્ષકને પત્ર લખ્યો; તેમાં તેમણે અમારા શિક્ષકનો તથા તમામ બાલવીરોનો આભાર માન્યો. દર વર્ષે માણસોને પાણી મળતું નહિ અને પાણીની અછત રહેતી એ બૂમ આ વર્ષે ટળી ગઈ.

# ૫ ★ છાવણીની છાયામાં

ઠંડીના દિવસો હતા. નિશાળમાં રજા હતી. નિશાળની નજીક એક ખેતરમાં અમે અમારી છાવણી નાખી હતી. ચારપાંચ દિવસ મુકામ રાખ્યા પછી એક રાત્રે કેમ્પફાયરનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો. ઠંડીના દિવસો હોવાથી સ્વાભાવિક રીતે કેમ્પફાયરની આજુબાજુ ગોઠવાઈ વાતો કરવાની અમને મઝા પડતી હતી. સંધ્યાકાળે કાર્યક્રમપ્રમાણે કામ કરવાનું શરૂ કર્યું. આજુબાજુના કેટલાક લોકો અમે શું કરીએ છીએ તે જોવા માટે આવી પહોંચ્યા.

પહેલાં કવાયતનો કાર્યક્રમ પૂરો થયો. ત્યારપછી એક નાનું એકાંકી નાટક બાલવીરોએ ભજવી બતાવ્યું. પછી મનોહરે કેટલાંક સુપ્રસિદ્ધ લોકોનું અનુકરણ કરી બતાવ્યું. રામુએ ભરવાડનું ગાયન ગાઈ સંભળાવ્યું. હરિએ આસનો કરી બતાવ્યાં. સુમંતે બાલવીરો વિષેની એક સુંદર વાત કહી સંભળાવી. અને મને તે બહુ ગમી. આ રહી એ વાર્તા.

મનોહર અને અરવિંદ એ નામના બે ભાઇઓ હતા. બન્ને બાલવીર સેનામાં જોડાયા હતા. તેઓ ઘરના ગરીબ હતા. તેમને બીજા બે ભાઇઓ હતા. તેમના પિતાને માત્ર **ચાલીસ** રૂપિયાનો પગાર મળતો હતો, અને તેટલામાં તેમને જેમ તેમ પૂરૂં કરવાનું હતું. તે છતાં માબાપનો પ્રેમ તેમના ઉપર પુષ્કળ હતો. પોતાની જરૂરિયાતની દરકાર કર્યા વગર તેમનાં

માબાપ દરેક બાબતમાં બચ્ચાંઓનું મન રાજી રાખતાં હતાં. તેમ બચ્ચાંઓ પણ સંસ્કારી હતા. મનોહર અને અરવિંદ અભ્યાસમાં હમેશાં આગળ નંબર રાખતા હતા. તેમની વર્તણુક પણ ઘણીજ સારી હતી. વડીલો તથા નાનાંમોટાં સાથે તેઓ બહુ નમ્રતાથી વર્તતા હતા. આથી બધા લોકો તેમને ચાહતા હતા. તેમના બીજા ભાઇઓ પણ સારા સ્વભાવના હતા. આ કારણને લઇને તેમના ઘરમાં ધૂમરાણ, મારામારી, અને ગાળાગાળી થતી ન હતી.

એક વખતે દિવાળીના દિવસો પહેલાં તેમનાં માતાપિતા કાંઈ વાત કરતાં હતાં. રાત બરોબર જામી હતી. છોકરાંઓ ઉંઘી ગયાં હતાં. બાપે કહ્યું, " આ દિવાળીમાં તારે માટે એક જરીની સાડી લઈશું પણ એમ કરવાથી છોકરાઓ માટે કાંઈ પણ લેવાશે નહિ. છોકરાંઓ માટે કાપડ છ મહિના પછી લઈશું." માએ જવાબ આપ્યો, " મારે સાડીની જરૂર નથી. મારે સાડી વગર ચાલે તેમ છે. બચ્ચાંઓને ખમીસ, ચડ્ડી સિવડાવો તો સારૂં." " એમ કેમ ચાલે? તારે બહાર જવા માટે કોઈપણ સારૂં લુગડું નથી તેથી સાડીની જરૂર છે." માતાએ છોકરાઓના પિતાનું મન મનાવી છોકરાઓ માટે કપડા સિવડાવવાનું નક્કી કર્યું. જ્યારે આ વાતચીત ચાલતી હતી ત્યારે અરવિંદ અને મનોહર બન્ને જાગતા પડી રહ્યા હતા. તેમણે માબાપની બધી વાતો સાંભળી હતી. માનો તેમનો પ્રત્યેનો પ્રેમ જોઈ તેમને આનંદ થયો હતો. બીજે દિવસે આ બાબતમાં અરવિંદ અને મનોહરે વાતચીત કરી. બન્ને એ નક્કી કર્યું કે માને સાડી મળવીજ જોઇએ; આપણાં

કપડાં નહિ થાય તો ચાલશે. પણ આ વાત બાપાને કહેવાય કેમ ?

બે દિવસ અગાઉ નિશાળમાં વકતૃત્વની હરિફાઈ થઈ હતી તેમાં અરવિંદ અને મનોહરે સુંદર ભાષણો કર્યાં હતાં. પરીક્ષકોએ તેમને દસ દસ રૂપિયાનાં ઈનામ આપવા નક્કી કર્યું હતું. જ્યારે નિશાળમાં તેમને ઈનામ જોઇએ છે કે, દસ દસ રૂપિઆ રોકડા જોઇએ છે એમ પૂછવામાં આવ્યું ત્યારે તેમણે રોકડા રૂપિયા માગી લીધા. તેમને ઈનામ મળ્યાં છે, તેની તેમના બાપને ખબર હતી. પણ તે ધારતા હતા કે ઇનામ મોડેથી મળશે. પૈસા લઈ લીધાની વાત તેમણે તેમના પિતાને કહી નહીં. તેમણે મુંબાઈમાં રહેતા પોતાના મામાને પત્ર લખ્યો. તેમાં પેલા વીસ રૂપિયાની નોટો બીડીને લખ્યું કે, "આ રૂપિયામાંથી અમારી માતુશ્રી માટે જરીની એક સારી સાડી દિવાળી અગર ભાઇબીજને દિવસે અમારી માતુશ્રીને મળે તેવી રીતે પારસલ કરી મોકલજો."

છોકરાઓનો માતા ઉપરનો પ્રેમ જોઈ મામાને બહુ નવાઈ લાગી અને પોતે પોતાના વીસ રૂપિયા ઉમેરી ચાલીસ રૂપિયાની સાચી જરીની સાડી પોતાની બ્હેનને ભાઇબીજને દિવસે મળે એવી રીતે પારસલથી મોકલી. જે દિવસે પારસલ આવ્યું તે દિવસે મનોહર અને અરવિંદ ત્યાંથી ખશી ગયા અને ઉપર એક ઓરડામાં જઈ બેઠા. જયારે તેમની બાએ પારસલ ખોલ્યું ત્યારે એમાંથી એક સુંદર જરીની સાડી નીકળી તેમાં એક કાગળ ઉપર લખેલું હતું કે, "મનોહર અને અરવિંદની

માતાને સપ્રેમ ભેટ" સાડીની નીચેથી એક પત્ર નીકળ્યો જેમાં મનોહર અને અરવિંદના મામાએ બધી હકીકત જાહેર કરી હતી. કાગળમાં છેવટે ઉમેર્યું હતું કે "જે કુટુંબમાં મોટા મનના બાળકો હોય છે તે કુટુંબનાં માબાપને હજારો ધન્યવાદ છે." મનોહર અને અરવિંદને બોલાવી માએ તેમના પ્રેમ માટે તેમને દરેક ગાલ ઉપર એક એક ચુંબન કર્યું. મનોહર અરવિંદનું વર્તન બાલવીરોને ખરેખર શોભે તેવું હતું. આ વાત બધાંને બહુ ગમી. ત્યાર પછી વિષ્ણુ પ્રસાદે મધુર કંઠે નીચેનું ગીત ગાયું.

હું બાલવીર બનનાર
  પ્રિયહિંદભૂમિનો સેવક સાચો
  શત્રુ નાશ કરનાર
  દીનોને સાહાય કરનાર
  કર્તવ્યદક્ષ બનનાર ॥ ૧ ॥

હું પશ્ચિમમાં જાનાર
સમરાંગણમાં ખડો થનાર
આંગ્લદેવીના શાંતિયજ્ઞમાં
સહાય સદા કરનાર
તલવાર તુષ્ટ કરનાર
હું પ્રસિધ્ધ વીર બનનાર ॥ ૨ ॥

નથી દુર્બલ હિન્દુસ્તાન
એવું અમને છે અભિમાન
અખિલ જગતના રાષ્ટ્ર મંડળમાં
મેળવશે અગ્રસ્થાન
બળથી હું સિદ્ધ કરનાર
હૃદયમાં એજ છે નિર્ધાર ॥ ૩ ॥

## ૬ ★ ★ ★ "સ્વદેશી"

બાલવીર સેનામાં જોડાતાં પહેલાં દરેક બાળવીરને દેશ પ્રત્યે વફાદાર રહેવાના સોગન લેવા પડે. દેશસેવા એતો દરેક બાલવીરનો ધર્મ હોય છે. અમે તો વળી શી દેશસેવા કરવાના હતા ? પણ નાના બાળકોના જીવનમાં દેશસેવા કરવાના પ્રસંગો ઘણી વખતે ઉભા થાય છે. આવા વિચારથી એ પ્રતિજ્ઞા લીધી. મિત્રોને મદદ કરવી, દીન દુઃખીયાંને આશીર્વાદ રૂપ થઈ પડયું, કુરૂઢિઓ તેમજ અજ્ઞાનનો નાશ કરવા પ્રયત્ન કરવા, એ બધાં કાર્યો એક પ્રકારની દેશસેવા છે ને દેશવાસીઓએ પરોક્ષ રીતે મદદ રૂપ બનવું એમાં દેશનું કલ્યાણ છે. પણ આ સિવાય પ્રત્યક્ષ દેશસેવા બાળવીરો કેવી રીતે કરી શકે ?

બાળવીર બન્યાને છ માસ વીત્યા ત્યાં મારા પિતાએ કહ્યું, "વિપિન, બાળવીર સેનામાં જોડાઈ તેં ઘણી સારી સેવાઓ બજાવી છે. દિવાળીના દિવસો નજીક આવેછે. આથી તને એક સરસ કોટ સીવડાવી આપું ?" એ ત્રણ દિવસ પછી મારા પિતાની સાથે હું કાપડિયાની દુકાને ગયો.

"તને ગમે તે કાપડ પસંદ કર" મારા બાપુએ ખુશ થઈ મને કહ્યું.

દુકાનમાં તરેહ તરેહનું કાપડ હતું. આમાંથી મેં લીલા રંગનું ગરમ કાપડ પસંદ કર્યું, પણ મને પ્રતિજ્ઞા સાંભરી તેથી

મેં પ્રશ્ન કર્યો. "આ કાપડ પરદેશી કે સ્વદેશી ?" દુકાનદાર જરા મુંઝાયો. તરતજ તેણે જવાબ આપ્યો. "તારે એમાં શા માટે માથું મારવું જોઇએ ? આ પરદેશી છે. તને એ કાપડ પસંદ પડયું હોય તો દેશી પરદેશીનો શો ભેદ છે ?" દિવાળીના દિવસો નજીક આવતા હતા. હવે ખરી મૂંઝવણ જાગી. એક બાજુ સુંદર કાપડ હતું. બીજી બાજુ પ્રતિજ્ઞા હતી. લઉં કે ન લઉં એ વિચારમાં મારૂં મન ઝોલા ખાતું હતું. તરતજ મારા મને મકકમ નિર્ણય કર્યો.

હું બાલવીર છું. મારાથી પરદેશી કાપડ ન ખરીદાય. હું જો પરદેશી કાપડ ખરીદું તો પછી બીજાં બાળકો ખરીદે એમાં શી નવાઈ ? અલબત્ત કાપડ સુંદર છે. દેશી કાપડ આવું મુલાયમ અને સુંદર ન મળે એ ખરૂં, પણ એમાં શું થઈ ગયું ? ના, ના, મારાથી પરદેશી કાપડ નજ ખરીદાય, આવા મકકમ નિર્ણય પર હું આવ્યો ને મેં વેપારીને જણાવી દીધું. "ના, ના, એ કાપડ પરદેશી છે. મારે એ ન જોઇએ. સ્વદેશી કાપડને ઉત્તેજન આપવું એ મારી ફરજ છે. મને બીજું દેશી કાપડ બતાવો." મેં તરતજ દેશી કાપડ મુલાયમ ન હોવા છતાં ખરીદ્યું. આથી કાપડીઓ બોલ્યો, "આ કાપડ ટકાઉ નથી. ફકત દેશી છે એ ન જોશો ! છતાં પણ મેં તો દેશી કાપડ લીધું. આ બધી વાતચીત મારા પિતા એક બાજુ શાંતિથી સાંભળી રહ્યા હતા. સ્વદેશી કાપડ ખરીદવાનો મારો નિર્ધાર જોઈ તે ઘણા રાજી થયા.

"શાબાશ, તારી સ્વદેશભકિત જોઈ હું ઘણો ખુશી થયો છું. તારી માફક જો બધાં બાળકો સ્વદેશી વસ્તુઓ વાપરવાનો

નિર્ણય કરે તો દેશનાં કારખાંનાઓને ઘણું ઉત્તેજન મળે. એથી દેશબંધુઓને રોજી મળે ને દેશની ગરીબી દૂર થાય." મારા પિતાએ મારા સ્વદેશપ્રેમને ઉતેજન આપતાં શિખામણ આપી.

આવી નાની બાબતમાં પણ દેશસેવા થઈ શકે છે. એનું મને ભાન થયું. આપણી નિશાળમાં પણ સીસાપેન, કાગળ, શાહી, રબર વગેરેનું કેટલું બધું વેચાણ થાય છે? આ બધી સ્વદેશી વસ્તુઓ વાપરવાનો સૌ નિર્ણય કરે તો કેટલી બધી દેશસેવા થઈ શકે? આથી સ્વદેશી વસ્તુ વાપરવાનો મારો નિર્ણય મેં બધા મિત્રોને કહ્યો. ઘણી વસ્તુઓ હિંદુસ્થાનમાં બને છે. પણ લોકોને પરદેશી વસ્તુઓ પર મોહ હોઈ દુકાનદારો સ્વદેશી માલ દુકાનમાં વસાવતા નથી.

મારી નિશાળની સામે એક સ્ટેશનરી સામાન વેચનારાની દુકાન હતી. ત્યાં અમે બે ત્રણ બાલવીરો ગયા, અને તેને સ્વદેશી વસ્તુઓ વસાવવા અમે વિનંતિ કરી. આથી તેણે અમને કહ્યું, "દેશી કાગળ જરા મેલા હોય છે, ને સીસાપેન જરા મોંઘી હોય છે. તમારા જેવા દેશી વાપરવાની ઈચ્છા ધરાવનારા બાળકો બહુ ઓછા છે. દેશી વસ્તુઓ એમને એમ પડી રહી કટાયા કરે છે, અને ખરાબ થઈ જાય છે. આથી જો તમે બધા સ્વદેશી વાપરવાનો નિર્ણય કરો તો હું મારી દુકાનમાં એ વસ્તુઓ વસાવું. એટલુંજ નહિ થોડો ફાયદો પણ જતો કરૂં. પણ હું દેશીજ વેચું છું ને પરદેશી વેચતો નથી એવી ઘરાકો પર છાપ પડતાં મારો વકરો ન ગુમાવું એ જોતા રહેજો.

દુકાનદારની વાત ખરી હતી. શાળાઓનાં બાળકો સ્વદેશી વાપરે નહિ, ત્યાં સુધી વેપારી દેશી માલ રાખે નહિ, ને એ રાખે નહિ એટલે ખપત થાય નહિ. ખપત થાય નહિ એટલે કારખાનાં ચાલે નહિ. આથી દરેક બાળકે સ્વદેશી વાપરવાનું વ્રત લેવું જોઇએ. સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન આપવું એટલે એનો અર્થ એ નથી થતો કે આપણે પરદેશી વસ્તુઓની ને પરદેશી લોકોની ઈર્ષ્યા કરીએ છીએ કે દ્વેષ કરીએ છીએ. આમ સ્વદેશી માલ વાપરવા અમે અમારી નિશાળમાં ચળવળ આરંભી. અહિં ચળવળ એટલે બંડ કે બળવો ન સમજતા. ચળવળનો અર્થ પરદેશી વસ્તુઓની બહિષ્કાર ન સમજતા. ચળવળનો અર્થ કોઈ રીતે બીજાઓને ત્રાસ ને દુ:ખ આપવું એવો થતો નથી. બાળકોને સમજાવવાનો માર્ગ મેં ગ્રહણ કર્યો. થોડા દિવસોની સમજાવટ પછી પચીશ વિદ્યાર્થીઓ સ્વદેશી વ્રત લેવા તૈયાર થયા. અમારા શિક્ષકે પણ આ પ્રવૃત્તિને ટેકો આપ્યો. વિદ્યાર્થીઓને સ્વદેશી વસ્તુઓ વાપરવાનો ઉપદેશ આપ્યો. એમની ભલામણથી ઘણા વિદ્યાર્થીઓ સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન આપવા લાગ્યા.

સ્વદેશી માલ ખરીદી દેશના ભાઇઓને મદદ કરવાની પ્રવૃત્તિ દરેક દેશમાં હોય છે. જુદા જુદા દેશોમાં તેમની સરકાર સ્વદેશી વસ્તુઓ ખપે તે માટે પ્રયત્ન કરે છે. દેશી વસ્તુઓ વાપરી સ્વદેશાભિમાન રાખવું એ બાળપ્રવૃત્તિ દેશને ઘણી ફાયદાકારક છે. જુદા જુદા દેશોમાં બાળકોની આ પ્રવૃત્તિને વખાણવામાં આવે છે. આ વિષય અંગેની એક બાળવાર્તા

અમારા શિક્ષકે સંભળાવી ત્યારે અમને બહુ મઝા પડી. વાત એવી હતી કે એક અંગ્રેજ કુમારિકા સીસાપેન ખરીદવા એક દુકાનમાં ગઈ. દુકાનમાં જુદા જુદા દેશોની જુદી જુદી જાતની સુંદર સીસાપેનોની જાતો હતી. દુકાનદારે તેમાંથી અનેક પ્રકારની બતાવી. દરેક સીસાપેન ક્યા દેશની બનાવટ છે. એ એણે ધ્યાનપૂર્વક વાંચ્યું. વેપારીએ જે જે ઉત્તમ પ્રકારની સીસાપેનો બતાવી હતી તે બધી ખાસ કરી જર્મની અને બીજા દેશોની હતી. આથી તેણે વેપારીને પુછયું. "તમે અંગ્રેજી બનાવટની સીસાપેન રાખતા નથી?"

"હા, બ્હેન, રાખું છું. પણ તે એટલી બધી સારી નથી ને તેની કિંમત પણ ભારે છે. પણ તમોએ સુંદર સીસાપેન બતાવવાનું મને કહ્યું આથી મેં તે બતાવી નથી."

તરતજ આ કુમારિકા બોલી ઉઠી. "ના, ના, આવું બોલતાં શરમાતા નથી? આપણા દેશની સીસાપેન સૌથી ઉત્તમ છે એવું માનવું જોઇએ. હું અંગ્રેજ બનાવટની સીસાપેન સિવાય બીજી કોઈ વાપરતી નથી. મને તો સ્વદેશીજ આપો. વધારે કિંમત આપવી પડશે એની મને જરાય ચિંતા નથી." આમ બમણી કિંમત આપી તેણે અંગ્રેજી સીસાપેન ખરીદી. આ વાતનો બોધપાઠ આપણે પણ આપણા દેશની વસ્તુઓ વાપરી ગ્રહણ ન કરીએ?

# ૭ ★ પ્રતિજ્ઞાનાં સ્મરણો

પ્રતિજ્ઞા લેવી સહેલી હોય છે પણ તે નિભાવવી મુશ્કલ હોય છે. બાલવીર બનતી વખતે મેં પ્રતિજ્ઞાઓ લીધી હતી એ પ્રતિજ્ઞાને અંગે મારે વારંવાર કસોટીઓનો સામનો કરવાના પ્રસંગો આવતા હતા. પણ પ્રભુ કૃપાએ તે કસોટીમાંથી હું બચી જતો હતો. બધી મુશ્કેલીઓ દૃઢ નિશ્ચયથી દૂર થઈ જતી હતી. અનેક સમયે ખોટું બોલવાની લાલચ મનમાં ઉભી પણ "હું બાલવીર છું" એ વિચાર જાગ્રત થતાં મારાથી પ્રતિજ્ઞાભંગ ન થઈ શકે એનું મને ભાન થતું. અસત્ય બોલવાથી શિક્ષા સહન કરવાના પ્રસંગ ટળી જાય એ ખરૂં પણ બાલવીરથી અસત્ય વચન ઉચ્ચારાયજ કેવી રીતે ?

એક વખતે મારા શિક્ષકે સૌને એકપાઠ તૈયાર કરવા આપ્યો હતો. એ પાઠ મને સરસ રીતે મોઢે હતો. આથી તે દિવસે મેં તેનું વાચન ન કર્યું. વર્ગનું કામ શરૂ થતાં શિક્ષકે પ્રશ્ન કર્યો "આ પાઠ આજે કોણેકોણે વાંચ્યો છે ? આ પ્રશ્નનો ઉત્તર આપવાને મારી જીભ તલપાપડ થઈ રહી. મારા મનમાં થયું કે મને તો બહુ સરસ આવડે છે 'હા' બોલવામાં શો વાંધો છે ? એવે મનમાં સંકલ્પ થતાં મેં વાંચ્યો છે એમ ધીમેથી મારાથી બોલી જવાયું પણ હુંતો બાલવીર હતો. સત્ય બોલવાની તો મેં પ્રતિજ્ઞા લીધી હતી. મને મારી પ્રતિજ્ઞાનું ભાન થયું આથી મને મનમાં બહુ માઠું લાગ્યું. મારાથી

અસત્ય વેણ ઉચ્ચારાયજ કેમ? હું બાલવીર છું. અને બાલવીર બની હું અસત્ય બોલું છું એની લોકોને ખબર પડે તો મારા ઉપર તેમનો ભરોંસો કેવી રીતે રહે? શિક્ષા ભલે થાય; તે હસતે મોઢે સહન કરવીજ જોઇએ. આ વિચારોએ મને કર્તવ્યનું ભાન કરાવ્યું. મને રસ્તો સૂઝાડ્યો "સાહેબ, મને પાઠ પાકો આવડતો હોવાથી મેં વાંચ્યું નથી" મેં તરતજ ઉભા થઈ મારી ભૂલ કબૂલ કરી. મારી ભૂલના એ કરારથી સાહેબ રાજી થયા ને હું શિક્ષામાંથી ઉગરી ગયો.

એક દિવસ સંધ્યાકાળે અમે ઘણા મિત્રો ફરવા નીકળ્યા હતા. બજારમાં થઈ નદી કિનારે જવાનો અમે નિર્ણય કર્યો. આખા દિવસના આજના અભ્યાસથી અમારાં મગજ કંટાળી ગયાં હતાં. અમે થાકીને લોથપોથ બની ગયા હતા. આથી નદી કિનારે જઈ મગજને શાંતિ આપવા અમે સંકલ્પ કર્યો. થોડો સમય ગપ્પાં માર્યાં સિવાય અમારો થાક ઉતરે તેમ ન હતો. આથી વાર્તાવિનોદ કરતા કરતા અમે બજારમાંથી પસાર થતા હતા. ત્યાં સામે નજર કરી તો એક નાનો વિદ્યાર્થી ઠેસ વાગતાં નીચે ગબડી પડતો અમે જોયો. પાસે જઇને તપાસ કરી તો તેના પગમાંથી લોહી વહેતું જોયું. તેને પગે એટલી સખત ચોટ વાગી હતી કે તેનામાં ઉભા થવાની પણ શકિત રહી ન હતી. આથી અમે ત્રણે જણે તેને પકડી ઉભો કર્યો. ખરી રીતે અમે ત્રણે જણા આજે કંટાળી ગયેલા હતા. પણ પડેલાને મદદ કરવી એ અમારી ફરજ હતી. અમે બાલવીર હતા. પેલા વિદ્યાર્થીને કફોડી સ્થિતિમાં મૂકી ચાલ્યા જવું એ

અમને શોભાસ્પદ ન હતું. મેં તરતજ ખિસ્સામાંથી રૂમાલ કાઢ્યો ને ઘા ઉપર લપેટી દીધો. મદદ કરવાને બદલે લોકો પેલા વિદ્યાર્થીને પડતો જોઈ હસતા હતા. આ જોઈ મને ઘણું



દુઃખ થયું.અમે ત્રણે જણે તેને ઉભો કરી તેનાં લુગડાં ખંખેરી નાંખ્યાં. તે એકલો ચાલી ઘેર જઈ શકે એમ ન હતો આથી અમે ફરવા જવાનો મનસુબો પડતો મૂક્યો અને તેનો હાથ ઝાલી ધીમે ધીમે તેને ચલાવીને ઘેર મૂકી આવ્યા.

મારા પિતાને એક દિવસ બહારગામ જવાનો પ્રસંગ ઉભો થયો. ઘેર મારી બા, બે બહેનો ને હું, હતાં. પરગામ જતી વખતે મારા પિતાએ રાત્રે ઘરબાર નહી નીકળવાનું મને ફરમાન કર્યું હતું. તે દરમ્યાન બે દિવસથી એક જંગી સરકસે

અમારા ગામમાં પડાવ નાંખ્યો હતો. હવે ફકત બેજ દિવસ તેના ખેલો બતાવી તે ઉપડી જવાનું હતું. આથી મારા બધા મિત્રો તે જોવા જવાના હતા. બધા જાયને હું એકલો રહી જાઉં ? મારૂં મન જોવા જવા તલપાપડ થતું હતું. આથી મેં બાને પૂછ્યું. તેણે કહ્યું " તારે જવું હોય તો જા. પણ રાત્રે ઘરબહાર નહિ નીકળવાનો તારા પિતાનો હુકમ છે." એણે મને જાગૃત કર્યો. ભલે બા રજા આપે પણ મારાથી પિતાના હુકમનો ભંગ થાયજ કેવી રીતે ? વડિલોની આજ્ઞા પાળવી, એમનો હુકમ માન્ય રાખવો, એ બાલવીરનો ધર્મ છે. આથી મેં સરકસ જોવા નહિ જવાનો નિર્ણય કર્યો. મિત્રો ને ના પાડી. એ ખરું કે ફરીથી કદાચ મને જોવા ન મળે. પણ આજ્ઞાપાલન માટે એટલો ભોગ ન આપી શકાય ! આટલો નજીવો સ્વાર્થત્યાગ ન થઈ શકે તો પછી બાલવીર બન્યા શા કામના !

પિતા ઘેર પાછા આવ્યા. આ વાતની એમની ખબર પડી હતી. તેથી તે બહુજ ખુશ થઈ બોલ્યા, "તને ઘેર રહેવાનું કહ્યું હતું તો ખરૂં પણ હું માનતો હતો કે બાળકને જવાબ-દારીનું શું ભાન હોઈ શકે ? એને ભૂલ કરતાં વાર ન લાગે. પણ તારો આ દૃઢ નિશ્ચય અને સંયમ જોઇને ઘણો હર્ષ થાય છે."

એક દિવસ એક તોફાની છોકરા સાથે મારે અથડામણનો પ્રસંગ આવ્યો. એણે મને પાછળથી ધક્કો માર્યો. મારા હાથમાં શાહીનો ખડિયો હતો. એની ઈચ્છા હતી કે શાહી મારાં કપડાં પર ઢોળાય અને લુગડાં બગડે. પણ એની ધારણા ખોટી પડી

એટલુંજ નહિ પણ શાહીનો ખડિયો તેના કપડાં પર પડ્યો. બસ થઈ રહ્યું. એ ભાઇનો મિજાજ હાથમાં ન રહ્યો. તે તો મારા ઉપર ગાળીયો વરસાદ વરસાવવા લાગ્યો. ધમકીઓ આપવા માંડી. પણ મેં સંયમ જાળવ્યો. એને મેં શાંતિ અને નમ્રતાપૂર્વક કહ્યું, "ગોપાળ, તું તો ચોર કોટવાલને દંડે એવું કરે છે. તેં મને ધક્કો માર્યો. ને હવે પાછો વધારામાં ગાળો સંભળાવે છે. તારી આ વર્તણુકથી તને શું આનંદ થયો?" પણ ગોપાળ એમ ગાંજ્યો જાય તેમ ન હતો. ગોપાળ તે ગોપાળજ હતો. તે તો સીધો ઘેર ગયો અને તેના પિતા પાસે મીઠું મરચું ભભરાવી ખોટી વાત રજૂ કરી. એના પિતા પણ ક્રોધી હતા. તેઓ બીજે દિવસે નિશાળમાં આવ્યા ને મારા શિક્ષક પાસે મારી ફરિયાદ કરી.

આ સાંભળી શિક્ષકે કહ્યું, "બિપિને ગોપાળને ગાળી દીધી એ હું સ્વપ્ને પણ માની શકું નહિ. છતાં તમે કહો છો તેથી સાચા ગુનેગારને પકડી જરૂર શિક્ષા કરીશ."

ગોપાળના પિતાના ગયા પછી મારા શિક્ષકે બધા વિદ્યાર્થીઓને બોલાવીને વાત પૂછી. ગોપાળે ગાળી દીધી હતી તેની સર્વે વિદ્યાર્થીઓએ સાક્ષી પૂરી. એણે મને શરૂઆતમાં પાછળથી ધક્કો માર્યો એવી જુબાની ત્રણ વિદ્યાર્થીઓએ આપી. આટલો ત્રાસ આપવા છતાં પણ મોંઢામાંથી મેં એક પણ અપશબ્દ ઉચ્ચાર્યો ન હતો. બાલવીરને મોંઢે અપશબ્દો શોભેજ નહિ તો હું તેને કેવી રીતે ગાળી દઉં? મારા ક્રોધને મેં તાબામાં રાખ્યો ન હોત તો તેને ઊંચો કરી ત્રણ વખત

પટકયો હોત. શિક્ષક તપાસ કરી ખરા ગુનેગારને પકડી પાડ્યો. તેમણે બીજે દિવસે ગોપાળના પિતાને બોલાવી તેના પરાક્રમની સઘળી હકીકત કહી સંભળાવી. આ સાંભળતાંજ તેમને ક્રોધ ચઢ્યો ને બધાંની સમક્ષ તેમણે તેને માર્યો. વિશેષમાં સર્વ વિદ્યાર્થીઓ સમક્ષ તેણે મારી માફી માગવી તેવો તેને સખ્ત હુકમ પણ કર્યો. પરંતુ મેં મારા સાહેબને કહ્યું, "તેને અપમાનિત કરવાથી મને શો લાભ થવાનો છે? સર્વની સમક્ષ માફી માગવાની કંઈ જરૂર નથી."

મારી આ વાત સાંભળી શિક્ષક ઘણાજ ખુશ થયા ને બોલ્યો, "બિપિન, તું ખરેખર સાચો બાલવીર છે."

## ૮ એ કોણ? ઓળખી આપો

બોલો બંધુ! એ તે કોણ?
બાલવીર બાલવીર ॥ ધ્રુ ॥
પ્રભુ ચરણે એક નિષ્ઠ
દેશ નિષ્ઠ રાજ નિષ્ઠ
લોકસેવા કરે વરિષ્ઠ
કર્તવ્યો કરવા તૈયાર ॥ ૧ ॥

ઉદ્યોગી હંમેશ જણાય
આળસથી વિરક્ત ગણાય
હસતે મોંઢે કર્મ કરાય
વરે વિજયને રાખી ધીર ॥ ૨ ॥

ગુરૂજન સામે નમ્ર સદૈવ
બાલુડાંથી બંધુ ભાવ
શોભે જેને સુસ્વભાવ
    આનંદી સર્વકાળ ॥ ૩ ॥

સ્વીકારી સત્યવ્રત,
મધુર વચન, શાંત ચિત્ત,
બાલમૂર્તિ, દેવદૂત
    લીધો મહાન અવતાર ॥ ૪ ॥

## ૯    ઈશ્વરી કૃપા

ઈશ્વર દયાળુ છે, એ વાકય આપણે કેટલીય વખત સાંભળ્યું હશે અને વાંચ્યું હશે. પણ જેને તેની કૃપાનો સાક્ષાત અનુભવ થયો હોય તેજ ઈશ્વરમાં શ્રદ્ધા રાખી આનંદ પામે છે. બાલ-વીરની પ્રતિજ્ઞામાં 'હું પરમેશ્વર-નિષ્ઠ બનીશ' એ પ્રતિજ્ઞા મહત્ત્વનું સ્થાન ધરાવે છે. બાલવીર થયા પછી પરમેશ્વરની કૃપાનો અનુભવ અમને ચમત્કાર રૂપે થયો. મહાદેવના મેળાના અમારા કામથી શેઠ કુબેરદાસ લક્ષ્મીદાસ અમારા ઉપર ખૂબ ખુશ થયા હતા, અને તેથી તેમણે તેમના મનહરની વર્ષ ગાંઠને દિવસે તમામ બાલવીરોને અને શિક્ષકોને જમવાનું આમંત્રણ આપ્યું. તે દિવસે અમે બધા બાલવીર નિશાળમાં એકઠા થયા અને બેંડ વગાડતા વગાડતા મનહરને ઘેર ગયા. જમવાની

હજી વાર હતી તેથી થોડી કવાયત કરી, કેટલીક રમતો રમી, અમે અમારો વખત ગાળ્યો. એકંદર સર્વ બાલવીરોનો ઉત્સાહ, શિસ્ત અને નમ્રતા જોઈ શેઠ કુબેરદાસ ખુશ ખુશ થઈ ગયા. જમવા વખત થઈ એટલે અમે બધા જમવા બેઠા. અમારા બાલવીરના પતરાળાની ફરતાં બધે સુંદર સાથિયા કાઢેલા હતા. આ શોભા વધારવાનું કામ મનહરની બહેન રંભાએ કર્યું હતું. અમને બેસવા માટે રંગેલા પાટલા ગોઠવવામાં આવ્યા હતા. અગરબત્તીઓ પણ ચોમેર સળગતી હતી. જમણમાં બીરંજ, ભજિયાં, બે શાક, બે રાયતાં, પાપડ, છૂટી દાળ, અને કઢી હતાં. કમોદનો ભાત અને વળી તેમાં કેશર ને ખાંડ એટલે સ્વર્ગ લોકનું અમૃત! અમે તો હોંસે હોંસે જમ્યા. જમતી વખતે શેઠે અમને અનેક પ્રશ્નો પૂછી અમારી પરીક્ષા લીધી. છેવટે દરેક બાલવીરે એક એક શ્લોક બોલવો એમ એમણે ફરમાવ્યું. આથી અમે બધા વારા ફરતી એક એક શ્લોક બોલ્યા. આ સાંભળી શેઠ ખુશ ખુશ થઈ ગયા. અને અમારા શિક્ષકને કહ્યું, "ભવિષ્યની પ્રજા મજબુત અને શિક્ષિત બનતી જાય છે. તે શિસ્ત પાળી શકે છે. અને સમાજસેવા કરી શકે છે. તે જોઈ મને લાગે છે કે આપણા દેશનું જરૂર કલ્યાણ થશે. પણ આવું સુંદર શિક્ષણ આપવાનો યશ તમને શિક્ષક વર્ગનેજ છે." જમી રહ્યા પછી અમે બધા દીવાનખાનામાં એકઠા થયા. આજે અમારા શિક્ષકે અમને પાન સોપારી ખાવાની રજા આપી હતી. તેથી અમે બધાંએ પાન ખાધાં, પછી મનહરના બાપે અમને કહ્યું, "બાળવીરો! આજે

મનહરની વર્ષગાંઠ હોવાથી તેના મામાએ તેને એક વીંટી બક્ષિસ આપી છે. બીજાં સગાંઓએ પણ ઘણી વસ્તુઓ ભેટમાં મોકલી છે. ચાલો હું તે તમને બતાવું." પછી તેમણે હીરાની એક ચકચકિત વીંટી, એક રેશમી સૂટ, એક સુંદર ટોપી, એક ફૂટબોલ અને બીજી ઘણી ચીજો જે ભેટ આવેલી તે બતાવી. તે જોઈ અમને ખૂબ આનંદ થયો. અમે જયારે આ વસ્તુઓ જોતા હતા ત્યારે મનહરનો નાનો ભાઈ જયંતીલાલ ત્યાં આવ્યો. અને વીંટી માટે હઠ કરી તે માગવા લાગ્યો. કેમે કર્યો તે માનાતે નહતો. એ જોઈ કુબેરદાસે તેને તેની માની વીંટી આપી. આ લઈ તે આનંદમાં આવી રમવા લાગ્યો. કુબેરદાસ જરા આડું પાસુ કરવા ઉપર ગયા. અને અમારા શિક્ષક તેમને ઘેર ગયા. મનહરે અમને બાલવીરને બહુ આગ્રહ કર્યો તેથી અમે રહ્યા અને પાંચ વાગ્યા સુધી ત્યાં રહી ખૂબ આનંદ કરી ઘેર આવ્યા.

આ વાતને ચાર પાંચ દિવસ થઈ ગયા. એક દિવસ અમારા શિક્ષક ગંભીર મુખમુદ્રાએ નિશાળમાં આવ્યા અને આખો દિવસ ગંભીર રહ્યા. કાંઈપણ નવાજૂની થઈ હશે અથવા કોઇએ કાંઈ ગુનો કર્યો હશે એમ અમારૂં અંતઃકરણ કહેવા લાગ્યું. બાલવીરોને શાળા છૂટ્યા પછી એકઠા થવાનો હુકમ થયો હતો. તે પ્રમાણે અમે અમારા વર્ગમાં એકઠા થયા. શિક્ષકે ગંભીર શબ્દોમાં કહ્યું. "બાલવીરો, આજે હું તમને બહુ નવાઇની વાત કહેવા માગું છું. આપણે ચાર પાંચ દિવસ અગાઉ મનહરને ત્યાં જમવા ગયા હતા. તે તમને

બધાંને યાદ હશે. શેઠ કુબેરદાસે પોતાના નાના છોકરા જયંતીલાલની હઠ પૂરી કરવા તેની માની એક હીરા જડિત વીંટી આપી હતી. તે પણ તમે જાણોછો. આ વીંટીનો પત્તો તે દિવસથી લાગતો નથી. વીંટી લઈ જયંતી ત્યાં રમવા માંડ્યો ત્યાર પછી હું ઘેર ગયો અને કુબેરદાસ શેઠ સૂવા ઉપર ગયા, અને તમે બધા ત્યાં રમતા હતા. સ્વાભાવિક રીતે તમારા ઉપર સામાન્ય લોકોનો શક પડે. જોકે કુબેરદાસ શેઠને તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. આપણો બાલવીર ચોરવાનું નીચ કામ કરેજ નહિ. એવી મને ખાત્રી છે. પણ હીરાના ચળકાટને લીધે કોઈને તે લઈ લેવાનું મન થયું હોય, તો તેણે પ્રમાણિકપણે આગળ આવી કેહી દેવું. જ્યારથી મેં આ વીંટીની વાત સાંભળી છે ત્યારથી મને બિલકુલ ચેન પડતું નથી. પરમાત્મા આપણા બાલવીર ઉપરનું આ કલંક દૂર કરે એવી ચાલો આપણે પ્રાર્થના કરીએ." શિક્ષક વિશેષ બોલી શક્યા નહિ. અમે એક બીજા સામું જોવા લાગ્યા અને અમે પ્રાર્થના કરી, "હે પ્રભુ, આ કલંક અમારા જેવા નિર્દોષ ઉપર ક્યાંથી પડ્યું? અમે નિર્દોષ છીએ. અમે વીંટી વિષે જેટલું શિક્ષક જાણતા હતા તેટલુંજ જાણતા હતા. અને અમે વીંટી લીધી નથી એ બધુ અમે કેમ પુરવાર કરી શકીએ? હે અનાથના નાથ, નિર્બળના બેલી, અમારા માથા ઉપરથી આ કલંક દૂર કર અને આ સંકટમાંથી અમને મુકત કર." અમારા શિક્ષકને તો બે દિવસથી ખાવાનું પણ ભાવતું નહતું.

આમ શંકામાં આઠ દિવસ પસાર થઈ ગયા. નવમે દિવસે કુબેરદાસ શેઠ હરખાતા હરખાતા અમારા વર્ગમાં આવ્યા અને અમારા શિક્ષકને કંઈ કહી પાછા જતા રહ્યા. કુબેરદાસ શેઠની વાત સાંભળીને શિક્ષકનો ચહેરો આનંદી થતો દેખાતો હતો. તેમણે ધીમેથી વાત કાઢી. તે બોલ્યા, “વિદ્યાર્થીઓ વગર કારણે તમારા ઉપર જે શક મૂકવામાં આવ્યો હતો તે શક દૂર થયો છે. તમે પ્રમાણિક છો. તમે તે વીંટી લીધી ન હતી એમ કુબેરદાસ શેઠને આજે ખાત્રી થઈ છે. આજે સવારે જયંતીલાલ તકિયાનો ઘોડો કરીને રમતો હતો અને તકિયો ઊંધો છતો કરતો હતો. ત્યારે તેના એક કાંણાંમાંથી વીંટી બહાર પડી ગઈ. આ જોઈ જયંતીએ બૂમ પાડી, અને બોલ્યો કે તેણે તે તકિયાના કાંણામાં ઘાલી મૂકી હતી. વીંટી જડયાની ખબર પડી કે તરતજ કુબેરદાસ અહીં આવી મને ખુશ ખબર આપી ગયા. હવે લોકો આપણા ઉપર શંકા લાવશે નહિ. પરમેશ્વરની કૃપા કેટલી બધી છે! ખરેખર એ દયાળુ દેવેજ આપણું કલંક દૂર કર્યું છે. ઈશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા રાખવાથી આપણાં અનેક સંકટો દૂર થાય છે. આપણા ઉપર સંકટ આવ્યું પણ આ સંકટ આપણી કીર્તિ વધારતું ગયું છે.” બાલવીર કોઈપણ દિવસ ચોરી જેવું નીચ કામ કરેજ નહિ. એવો વિશ્વાસ કુબેરદાસ અને આ વાત જાણનાર દરેક ગૃહસ્થને બેસશે એ જાણી અમને ખૂબ આનંદ થયો.

# ૧૦ ★ ★ ફાગણના ફાગ

હોળીના તહેવારો કેવી રીતે ઊજવવામાં આવે છે તેની સર્વને જાણ છે. નાનામાં નાના ગામડાંથી માંડીને મોટામાં મોટા શહેરમાં હોળી પહેલાં પંદર દિવસ અગાઉથી ધામધૂમ થઈ રહે છે. હોળી ઊજવવાની પદ્ધતિ સારી નથી તે આપણને ક્યાં ખબર નથી! આ દિવસોમાં ચોરી કરવી, એક બીજાને બિભત્સ ગાળો દેવી, વિના કારણે બીજાને નુકસાન કરવું અને આવું કામ નહિ કરનારને કે તેમાં ભાગ નહિ લેનારને કોઈ પણ પ્રકારે ત્રાસ આપવો, એમાંજ હોળીની મજા છે, એમ લોકો સમજે છે. જે લોકોને આવી રીતે હોળી ઊજવવાનું ગમતું નથી, તે લોકો આગળ આવી પોતાનો વિરોધ દર્શાવી શકતા નથી. દર વર્ષે હોળીની રજાને આગલે દિવસે શિક્ષક ઉપદેશ આપતા હતા, "વિદ્યાર્થીઓ, અપશબ્દ બોલશો નહિ. અપશબ્દ ગૃહસ્થના ફરજંદને છાજે નહિ. ચોરી કરશો નહિ. બીજાને વિનાકારણે નુકસાન કરવું એ મનુષ્યનું લક્ષણ નથી." પણ આવા એકલા લૂખ્ખા ઉપદેશથી શો ફાયદો? શું પરિણામ? જ્યાં ઘરના મોટાં માણસોજ ગમત ખાતર બીજાઓની વસ્તુ ચોરી હોળીમાં નાખે ત્યાં નાનાં બચ્ચાંઓને તો ઉત્તેજન મળે ને? આ વર્ષે અમારા શિક્ષકે હોળીના ઉત્સવના આવા કુરિવાજને કોઇપણ ઉપાયે બંધ કરાવવાનો નિશ્ચય કર્યો. હોળીના ગંદા રીતરિવાજો બંધ કરાવવા તથા

છોકરાઓ તેમાં ભાગ ન લે તે માટે શિક્ષકે એક દિવસ નિશાળમાં સભા ભરી. આ વખતે ગામના ભણેલા ગણેલા લોકો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને દરેક ન્યાતના અગ્રેસરોને બોલાવ્યા હતા. આ સભાની તમામ વ્યવસ્થા અમારે કરવાની હતી. સભામાં બધાને બોલાવવાથી માંડીને સભા વિસર્જન થઈ ત્યાં સુધી અમે પુષ્કળ મહેનત કરી. સભાનું કામકાજ ચાલતું હતું. ત્યારે કોઇને પણ તરસ લાગતી તો પાણી લાવી આપવાનું કામ પણ અમારે માથે હતું. સભામાં ઘણા લોકોએ ભાષણ કર્યું. શિક્ષકે પણ બધું સભાજનોને સમજાવ્યું. તેમનું કહેવું રીતસરનુંજ હતું કારણ કે કોઈ પણ માણસને પોતાનો દીકરો ચોરી કરે, બીભત્સ ચાળા પાડે, અશ્લીલ શબ્દ બોલે કે બીજા તેને ગાળો દે, એ ગમેજ નહિ, એ સ્વાભાવિક છે. ઘણા માણસો તો રાજી થયા કે આ વર્ષે હોળીનો ત્રાસ ઓછો થઈ જશે. પણ આ ત્રાસ કેવી રીતે ઓછો થશે તે કોઇને સૂઝતું ન હતું. અમારા શિક્ષકજ જાણતા હતા કે છોકરાઓને ફક્ત ઉપદેશ આપ્યાથી સંગીન કામ થવાનું નથી. આ પછી અમારા શિક્ષકેજ એક ઉપાય શોધી કાઢ્યો. તેમણે કહ્યું, "જો આ કામમાં મને ગામ લોકો મદદ આપો તો હું બાલવીર સેનાની મદદથી બરોબર વ્યવસ્થા રાખું." બધા લોકોએ મદદ આપવાનું વચન આપ્યું. તેથી શિક્ષકે અમને કામ સોંપી દીધું. અમારાજ ફળિયામાં ફરી બીજા છોકરાઓ શું કામ કરે છે તેનું ધ્યાન રાખવાનું અમારૂં કામ હતું. જો કોઈ પણ છોકરો કોઈ પણ જાતનું નુકસાન કરવા પ્રયત્ન

કરતો હોય કે ચોરી કરવાનો મનસૂબો કરતો હોય તો તરતજ એ છોકરાના બાપને આ વાતથી વાકેફ કરવો. અમારે અમારી નોંધપોથીમાં તે છોકરાનું નામ નોંધી લેવું. અમારે કોઈ પણ છોકરા સાથે મારામારી કરવી નહિ. તેમજ કોઈ પણ છોકરાના માબાપ સાથે ઉદ્ધતાઈથી વર્તવું નહિ. એમ અમને કહેવામાં આવ્યું હતું. જે જે કામ કરીએ તે તે કામની માહિતી શિક્ષકને દરરોજ આપવાની હતી. અને અમે અમારૂં કામ સારી રીતે કરીએ છીએ કે નહિ તે અમારા શિક્ષકને જોવાનું હતું. છુટ્ટી પહેલાં અમારા મુખ્ય શિક્ષકે દરવર્ષના નિયમાનુસાર અમને બોધ આપ્યો. "તમારે હોળીમાં કોઈ નીચ કામ કરવું નહિ. બાલવીરોએ વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવી. બાલવીરો હલકા માનસવાળા વિદ્યાર્થીઓના નામ નોંધી લેશે. તેથી કોઇએ એવું હલકું કામ કરવું નહિ કે જેથી એનું નામ બાલવીરને નોંધવું પડે." આવા ઉપદેશ સાથે અમને હોળીની રજા મળી.

તે દિવસની રાત્રિથી અમારૂં કામ શરૂ થયું. રાત્રે જાગરણ કરવાનું ન હતું ફક્ત સૂઈ જવાના સમય સુધીજ દેખરેખ રાખવાની હતી. સંધ્યાકાળે વાળુ કર્યા પછી મારો જોડીદાર બાલવીર મારે ઘેર આવ્યો અને કહેવા લાગ્યો; "આપણા પડોશમાં રહેતા શંકર અને વિનુનો વિચાર તેમની સામે રહેતા ગૃહસ્થના બગીચામાંથી એક કેળ ઉપરની કેળાંની લૂમ ચોરી લાવવાનો છે. હું અહીં આવતો હતો ત્યારે મેં તેમને ચૂપકીથી વાત કરતા જોયા હતા. અને તેમના કેટલાક શબ્દો

મારા કાન ઉપર પડવાથી તેમની તરકીબની મને ખબર પડી ગઈ છે. ચાલો આપણે તેઓ શું કરે છે તે જોઇએ." હું તો તૈયારજ હતો. અમે બે જણા ગુપચુપ પડોશની દીવાલ આગળ જઈ ઉભા રહ્યા. એટલામાં શંકર અને વિનુ બહાર નીકળ્યા. મેં બૂમ પાડી શંકરને બોલાવી કહ્યું, "ભાઈ શંકર, તમે સામેના બગીચામાંથી કેળાની લૂમ ચોરવાનો વિચાર કરો છો, તે અમને ખબર પડી ગઈ છે. આ સારૂં કામ નથી. વિચાર કરી જુઓ. આ કામ તમારા પિતાને ગમશે? તમારા પિતા આવા કામથી વિરૂદ્ધ છે તે હું સારી રીતે જાણું છું. હું તમારા પિતાને આ વાત કહી દઈશ." તરતજ શંકર ભોંઠો પડી ગયો અને ગભરાઈ ગયો. તે બોલ્યો, "મિત્ર, આ વાત અમારા પિતાને કરશો નહિ. અમે તમને વચન આપીએ છીએ કે આવું કામ અમે કદી પણ કરશું નહિ." શંકર અને વિનુ પોતાને ઘેર ગયા. તેમણે આપેલું વચન પાળ્યું. પછી થોડેક આગળ ફળિયામાં જતાં અમને માલૂમ પડયું કે એક લાટીમાંથી બે છોકરાઓ એક સાગનું બીમ ચોરી જતા હતા. અમે બૂમ મારી એટલે એ છોકરાઓ તે બીમ રસ્તામાં મૂકી નાસવા માંડયા. અમેં તેમનો પીછો પકડ્યો અને તેમને પકડી પાડયા. તેમની કને બીમ ઉપડાવી પાછું લાતીમાં મૂકાવ્યું અને તેમની પાસે માલિકની માફી મગાવી. આ છોકરાઓએ પણ સોગળ ખાધા કે હવે પછી તેઓ કોઈ પણ દિવસ ચોરી કરશે નહિ.



આવી રીતે સર્વ બાલવીરોએ હોળીના તહેવારો નિત્ય-નિયમ પ્રમાણે કામમાં ગાળ્યા. કામ કરવામાં અમે જરા પણ મણા રાખી નહિ. તેથી લાકડાની, બારી બારણાની વગેરે અનેક વસ્તુઓની ચોરી બંધ થઈ. એટલુંજ નહિ પણ આ કારણોને લઇને થતી તકરારો અને મારામારીઓ પણ અટકી પડી. અમારા આ કામથી બાલવીર સેનાની પ્રતિષ્ઠા વધી. દરેક ફળિયામાં બાલવીરોનાં યશોગાન ગવાવા લાગ્યાં. હોળી પ્રગટાવવાની સાંજે એક ગૃહસ્થે અમને હોળીનું પૂજન કરવા બોલાવ્યા. અને અમારા કામ માટે બે સારા શબ્દો કહ્યા. અને અમારા શિક્ષકનાં વખાણ કર્યાં. ત્યાર પછી અમને પ્રસાદ ખવડાવી, કૉફી પાઈ, પાન આપી ઘેર મોકલ્યા.

---

# ૧૧ ★ ★ શીતળાનો વાયરો

વસંતઋતુ આવી. અને તેની સાથે અમારા ગામમાં શીતળાનો રોગચાળો ફાટી નીકળ્યો. સરકારે પણ શીતળા ડૉકટરને મોકલી ગામના છોકરાઓને શીતળા ટંકાવવાની શરૂઆત કરી. ભણેલા લોકોને શીતળા ટંકાવવામાં ફાયદો છે, એમ ખાત્રી થઈ હતી. તેથી સુશિક્ષિત અને સમજુ લોકોએ તો તરતજ પોતાના બાળકોને શીતળા ટંકાવ્યા. અને તેના પરિણામે આ લોકોમાં શીતળાના કેસ થતા અટકી ગયા. પણ અશિક્ષિત વર્ગ જેવા કે ઠાકરડા, કણબી, કુંભાર, વાઘરી અને મજૂર વર્ગને શીતળા ટંકાવવામાં બિલકુલ શ્રદ્ધા ન હતી. તેઓ માનતા હતા કે, "શીતળા એટલે શીતળા માતાનો કોપ. તેથી જો શીતળા ટંકાવવામાં આવે તો માતા કોપે, અને ફાયદો થવાને બદલે નુકસાન થાય." આવા વહેમને લીધે આ કોમો શીતળા ટંકાવતી ન હોતી. તેથી કુંભાર, કણબી, ઠાકરડા અને વાઘરીઓમાં આ રોગ જબરદસ્ત ફાટ્યો. શીતળા ડૉકટરે શીતળા ટંકાવવા માટે પુષ્કળ પ્રયત્ન કર્યા. પોલીસ પટેલની મદદ લઈ કેટલેક ઠેકાણે સખ્તાઈ વાપરી શીતળા ટાંકવા પ્રયત્ન કર્યા. આથી આ લોકો ડૉકટર અને પોલીસ પટેલ ઉપર ખૂબ ચીડાયા. તેમને મારવાની પણ ધમકી આપી. તેથી ડૉકટર અને પટેલ બહુ ગભરાયા. આ બાજુ શીતળાનો રોગ વધ્યો. મરણનું પ્રમાણ દરરોજ વધતું ચાલ્યું.

આજે કચરા પટેલના છોકરાને બળિયા નીકળ્યા તો કાલે રણછોડ કુંભારની છોકરી શીતળાથી મરણ પામી. અને પરમદિવસે બેચર વાઘરીનો જુવાન છોકરો શીતળામાં કદરૂપો થયો અને આંખો પણ ગુમાવી બેઠો. આવી આવી ખબરો ગામમાં દરરોજ ફેલાવા લાગી.

આ માતાના કોપનું વારણ એમને મન તો ફકત એજ હતું કે રાત્રે જાગરણ કરવું, માતાની સ્તુતિ ગાવી, ચા પીવી, બીડીઓ ફૂંકવી અને ગપ્પાં મારવાં. પણ આથી કંઈ રોગ-ચાળો જાય? ઉજાગરાને લીધે, ચા પીવાથી અને એવાં અનેક કારણોને લઇને માણસો માંદા પડવા લાગ્યા. શીતળા માતાનો કોપ કોઈપણ ઉપાયે શમવોજ જોઇએ એવું ગામ લોકોના મનમાં આવ્યું. પણ શું કરવું તે કોઇને સૂઝે નહિ. આ લોકોને સમજાવીને, મનાવીને, જો શીતળા ટાંકવામાં આવે તોજ રોગ કમી થાય એમ બધાના મનમાં આવતું હતું. પણ મનમાં આવવાથી કંઇ રોગ જતો રહે છે? ઘણાં મરણ થતાં, લોકો બહુ પીડાતા હતા. કેટલાક તો કાયમને માટે લૂલા કે પાંગળા થઈ બેસતા હતા. તે છતાં પણ આ લોકોના મનમાં શીતળા ટંકાવવાનો વિચાર થતો નહિ.

મારા વર્ગમાં રામભાઈ કુંભારનો છોકરો અમલો ભણતો હતો. એ પણ બાલવીર સેનામાં જોડાયો હતો. એક દિવસ મેં એને કહ્યું, "અમલા, તમારા લોકો આવા કેવા છે? તેમને પોતાના બાળકોની દયા પણ આવતી નથી?" અમલાએ

જવાબ આપ્યો, "ભાઈ, આ તો અજ્ઞાનતાનું પરિણામ છે. આ લોકોને સમજ પડતી નથી, અને શીતળા ઉપર દવા કરતા નથી. જો દવા કરે તો માતા કોપશે એવી તેમની માન્યતા છે. એ માન્યતા કેવી રીતે દૂર કરવી ?"

મેં કહ્યું, "એ વાત કંઈ મુશ્કેલ નથી. અમારા ફળિયામાં એકપણ શીતળાનો કેસ થયો નથી. અને જે થયા તે બગડ્યાય નથી કે તેથી દરદી કદરૂપાએ થયા નથી. આ વાત તું પ્રત્યક્ષ પ્રમાણ તરીકે તારા ફળિયામાં લોકોને કહે તો તેઓ નહિ સમજે ? વળી અમારા ફળિયામાં શીતળા ટંકાવ્યા છતાં પણ માતા અમારા ઉપર કોપ્યાં નથી. તો તમારા લોકો ઉપર શા માટે કોપશે ? તને નથી લાગતું કે અમારા ફળિયાનો દાખલો આપી દલીલ કરીશ તો તું તારા ફળિયાના લોકોનાં મન ફેરવી શકીશ ? "

અમલાએ જવાબ આપ્યો, "ભાઈ, તું કહે છે તે વાત ખરી છે પણ મને લાગે છે કે આપણે આપણા શિક્ષકની સલાહ લઈ એક વખત બધા બાલવીરો શિક્ષક સાથે મારા ફળિયામાં જઈએ અને આ બધું જણાવીએ. મને લાગે છે કે આની કાંઈક તો અસર થશે જ. અને આપણા કામમાં આપણે સફળ થઈશું. ચાલો, આપણે શિક્ષકની સલાહ લઈએ."

હું તો તૈયારજ હતો. અમે બન્ને બાળવીર શિક્ષકને ઘેર ગયા. તેમણે અમને હસતે મુખે આવકાર આપ્યો. અમે,

અમારા આવવાનું પ્રયોજન જણાવ્યું, અને તે કાર્ય કેવી રીતે પાર પાડવું, તે વિષે તેમની સલાહ માગી. આ સાંભળી શિક્ષક ખુશ થયા, અને બોલ્યા, "તમારા જેવા છોકરાઓને લોકસેવા કરવાની ઇચ્છા થાય તે ધન્ય ભાગ્ય છે!" પછી થોડીવાર વિચાર કરી તેમણે અમને પૂછ્યું, "આપણી સેનામાં સર્વ બાળવીરોએ શીતળા ટંકાવ્યા છે કે નહિ? સારૂં, આજે રવિવાર છે, તમે બધા ચાર વાગે નિશાળ આગળ એકઠા થજો. આપણે ત્યાંથી આગળ જઇશું."

પછી તેમનો સંદેશો બધા બાળવીરોને કહી અમે અમારે ઘેર ગયા.

બરોબર બપોરના ચાર વાગે બાળવીર સેના નિશાળ આગળ એકઠી થઈ. અમારી સેનાને મોખરે અમારા શિક્ષક ચાલવા લાગ્યા. અમે બેંડ સાથે અમલાના ફળિયા તરફ નીકળ્યા. અમલાના ફળિઆમાં એક મંદિર હતું. આ મંદિર આગળ અમે સર્વે ઉભા રહ્યા. બેન્ડ વગાડવું ચાલુજ રાખ્યું હતું. તેથી શું છે તે જોવા અને જાણવા લોકોની જમાવટ થઈ. શિક્ષકે પણ બાળવીરોને આજુબાજુ મોકલી લોકોને એકઠા થવા આમંત્રણ આપ્યું. જ્યારે બધા લોકો એકઠા થયા અને બધે શાંતિ ફેલાઈ ત્યારે અમારા શિક્ષકે બહુજ મીઠા શબ્દોમાં શીતળાનો રોગ શું છે, શાથી થાય છે, તેમાંથી કેવી રીતે બચવું એ બધું દાખલા દલીલથી સમજાવી શીતળા ટંકાવવામાં ફાયદો છે, એ તેમના મનમાં ઠસાવ્યું. આ ભાષણથી લોકો ઉપર સારી અસર થઇ. અમલાના બાપાએ

પણ કહ્યું કે, "શીતળા ટંકાવવાથી આ રોગ ફાટી નથી નીકળતો એનો પુરાવો આ ભણેલા લોકોનો છે. જો શીતળા ટંકાવવામાં આવે તો રોગ જોર પકડતો નથી અને બાળકો મરી જતાં નથી."

બાળવીર શિક્ષકના ભાષણની અને અમલાના બાપના કહેવાની લોકોમાં સારી અસર થઈ અને શીતળા ડૉકટરને બીજે દિવસે એટલું બધું કામ કરવું પડયું કે તેમને એક ઘડીની પણ ફુરસદ મળી નહિ. પંદરજ દિવસમાં શીતળાનો રોગ શમી ગયો. પ્રેમ, માયા, અને ઈશ્વરની કૃપાથી બાળવીર શું નથી કરી શકતો?

## ૧૨ ★ ★ ગરીબ વિદ્યાર્થી

અમારા વર્ગમાં એક ગરીબ વિદ્યાર્થી હતો. તે માંદો પડયો, શરૂઆતના બે ત્રણ દિવસતો કોઇને તેની ગેરહાજરીની ખબર ન પડી. પણ જ્યારે અમારા શિક્ષકે ખબર કઢાવી ત્યારે માલૂમ પડયું કે એને તાવ આવતો હતો. અમારા શિક્ષક બહુ દયાળુ હતા. પોતાનો વિદ્યાર્થી માંદો છે એમ સાંભળતાંજ નિશાળ છૂટયા પછી તેઓ તેને ઘેર ગયા. તેમને ખબર હતી કે રમેશની સ્થિતિ બહુ ગરીબ હતી. બે વર્ષ અગાઉ તેનો બાપ મરણ પામ્યો હતો. તેની મા મહા મુસીબતે ગુજરાન ચલાવતી હતી. તેની પાસે મિલ્કતમાં ફક્ત એક નાનું ખંડેર જેવું ઘર હતું. રમેશની શોધ કરતા

કરતા અમારા શિક્ષક એને ઘેર પહોંચ્યા. રમેશની મા તો શિક્ષકને જોઇને તેમનું કેવી રીતે સન્માન કરવું તે વિચારથી ગભરાઈ ગઈ. એક અંધારિયા ખૂણામાંથી એક ફાટેલી શેતરંજીનો કકડો લાવી તે શિક્ષક માટે તેણે પાથર્યો. શિક્ષકને જોઇને ફળિયાના ચાર પાંચ છોકરાઓ પણ ત્યાં એકઠા થઈ ગયા. શિક્ષકે ધીમેથી રમેશના કપાળ ઉપર હાથ મૂકયો અને નાડી હાથમાં લઈ જોયું તો માલૂમ પડયું કે રમેશને પુષ્કળ તાવ હતો. માથું ધગધગતું હતું. અને તાવના જોરમાં તે લવારો કર્યા કરતો હતો. રમેશની મા પાસે પૈસા ન હતા. તેથી તે તેની દવાદારૂની કાંઈપણ વ્યવસ્થા કરી શકી ન હતી. તે સૂંઠનો ઉકાળો કરી આપતી. અને સૂંઠને ઘસીને રમેશના કપાળે લગાડતી હતી. પણ આ કાંઈ સાધારણ તાવ ન હતો કે જે સાધારણ ઉપાયે ઉતરી જાય. શિક્ષકે રમેશની માને તેની માંદગીની તમામ હકીકત પૂછી. તેણે કહ્યું." રમેશને ચાર દિવસથી તાવ ભરેલો ને ભરેલો રહે છે. તે કાંઈ પણ ખાતો નથી. ફકત પાણીજ માગ્યા કરે છે. હું ગરીબ અબળા દવા કયાંથી લાવું ? રમેશને જોવા કયો ડૉકટર આવે ? તેની ફી પણ કયાંથી આપું ?" આમ બોલીને તે ગરીબ બિચારી રડવા લાગી.

શિક્ષકે કહ્યું, "બહેન, રડશો નહિ. ગરીબી એ કાંઈ ગુનો નથી. તમારો રમેશ હોશિયાર છે. અને આગળ જતાં અમારૂં ઋણ અદા કરી તમારી સેવા ચાકરી કરશે. પણ હમણાં રમેશને સારી દવાની જરૂર છે. તે તેને મળવીજ જોઇએ. સરકારી દવાખાનામાંથી દવા મળે એમ હું વ્યવસ્થા કરીશ."

પછી અમારા શિક્ષક જાતે સરકારી ડૉકટર પાસે ગયા. "છોકરો માંદો છે, તેને જોવા ચાલો." એમ કહી ડૉકટરને લઈ તેઓ રમેશને ત્યાં આવ્યા. રસ્તામાં એક વિદ્યાર્થી તેમને મળ્યો તેની સાથે બાલવીરોને રમેશને ઘેર આવવા સંદેશો મોકલ્યો. આ સંદેશો સાંભળી અમે ચાર પાંચ બાલવીરો રમેશને ઘેર દોડી ગયા.

ડૉકટર રમેશને તપાસતા હતા. તેને બરોબર તપાસી ડૉકટરે ગંભીરતાથી કહ્યું, "આ દરદીની કાળજી રાખવાની બહુ જરૂર છે. આ સાધારણ તાવ નથી. છતાંપણ વખતસર દવા આપવાથી અને યોગ્ય માવજત કરવાથી તાવ આઠ દિવસમાં ઉતરી જશે. મારી સાથે કોઇને દવાખાને મોકલો. હું દવા આપું છું." આ સાંભળી અમારામાંથી બે બાલવીરો ડૉકટર સાથે દવાખાને ગયા. ડૉકટરે દવા તૈયાર કરાવી શીશી આપતાં કહ્યું, "દરરોજ સવારે દવા લઈ જજો અને સાંજે પણ દરદીની સ્થિતિ અને રોગની હકીકત મને કહેવા આવજો." દવાની શીશી લઈ બન્ને બાલવીર રમેશને ઘેર આવ્યા અને દવા હલાવી શિક્ષકની સૂચના પ્રમાણે તેમણે તેને પ્રથમ ભાગ પાયો. ડૉકટરે રમેશને દૂધ પાવા કહ્યું હતું. પણ રમેશની મા પાસે ફૂટી બદામ પણ ન હતી. તો તે બાપડી દૂધ લાવે કયાંથી? અમારા શિક્ષકે ખીસામાંથી બે આના કાઢી કહ્યું, "રામા ભરડવાને ત્યાંથી દૂધ લઈ આવો." આ સાંભળી બાળવીર સુમને કહ્યું, "સાહેબ, અમારે ત્યાં પુષ્કળ દૂધ હોય છે. હું ઘેર જઈ હમણાં બશેર દૂધ લઈ આવુંછું અને જો હું

મારા બાપાને રમેશની સ્થિતિ વિષે વાત કરીશ તો રમેશ સારો થશે ત્યાંસુધી દરરોજ બશેર દૂધ મફત આપશે." આ શબ્દો સાંભળી શિક્ષકને બહુ આનંદ થયો. તે બોલ્યા, "સુમન, તને નાની ઉંમરે આવી સેવાની વૃત્તિ થાય છે તે ધન્ય ભાગ્ય છે." આ જ સુમન પહેલાં તોફાની અને હરામખોર છોકરો હતો, અને બીજાઓને પુષ્કળ હેરાન કરતો હતો. પરંતુ એ બાલવીર સેનામાં જોડાયો ત્યારથી એનામાં અજબ ફેર પડવા લાગ્યો છે.

સુમનની સાથે હું તેને ઘેર ગયો. સુમનનો બાપ ઓટલા ઉપર બેઠો હતો. તેમને સુમને સર્વ હકીકત કહી સંભળાવી. સુમનના બાપ બોલ્યા, "ઠીક છે, દરરોજ તું આપણે ત્યાંથી બશેર દૂધ લઈ જજે. પણ ડૉકટરની ફી કોણે આપી?" અમે કહ્યું, "અમને ખબર નથી. પણ અમે તપાસ કરી શું." પછી દૂધનો લોટો લઈ અમે જેવા બહાર નીકળતા હતા તેવાજ સુમનની માએ અમને પાછા બોલાવી એક એક લાડુ આપ્યો. ખાતાં ખાતાં સુમન બોલ્યો, "ભાઇ, આતો હું બાલવીર થયોને તેની ખુશાલીમાં છે. હું જ્યારથી બાલવીર થયો છું ત્યારથી મારા માતાપિતા મારા ઉપર રાજી રહે છે; અને મને જોઇએ તે લાવી આપે છે." પછી અમે દૂધ લઈ રમેશને ઘેર આવ્યા. તે દરમ્યાન શિક્ષકે રમેશની મા કને રમેશનું બિછાનું સ્વચ્છ કરાવ્યું. બે બાલવીરોને બજારમાં મોકલી મોસંબી મંગાવી. ત્યારપછી રમેશને દવાનો બીજો ભાગ પાયો અને મોસંબી ખાવા આપી. આથી રમેશને સ્ફૂર્તિ આવી. જ્યારે

રમેશની માએ દૂધ ભરેલો લોટો જોયો ત્યારે તેની આંખમાં પાણી આવ્યાં. અમે તેને કહ્યું કે સુમનના બાપ દરરોજ બશેર દૂધ મફત મોકલશે. ત્યારે તેણે ઇશ્વરનો મનમાં ઉપકાર માન્યો. જ્યાં રમેશનું એની મા સિવાય કોઇપણ ન હતું ત્યાં શિક્ષક અને ચારપાંચ બાલવીર તથા એક બે પાડોશીઓને જોઈ રમેશની માને હિંમત આવી. અમારા શિક્ષકે રમેશની માને આશ્વાસન આપ્યું અને રાત્રે મોડું થવાથી અમે બધા અમારે ઘેર જવા નીકળ્યા. રસ્તામાં ડૉકટરની ફી કોણે આપી તે વિષે મેં શિક્ષકને પૂછ્યું પણ તેમણે અમને એ બાબતમાં કાંઈપણ કહ્યું નહિ. પણ થોડા દિવસ પછી અમને ખબર પડી કે અમારા દયાળુ શિક્ષકેજ ડૉકટરની ફી આપી હતી. આ વાત અમે સુમનના પિતાને કહી. સુમનના બાપ એ ડૉકટરના મિત્ર થતા હતા, તેથી તેમણે ડૉકટરને બધી હકીકત કહી. એ ઉપરથી ડૉકટર સાહેબે ફીના રૂપિયા અમારા શિક્ષકને પાછા આપ્યા. રમેશ સારો થયો ત્યાંસુધી દરરોજ સાંજસવાર અમારામાંથી બે બાલવીરો રમેશને ઘેર જતા, દવા લાવતા, અને દરદીની તમામ હકીકતથી ડૉકટરને વાકેફ કરતા હતા. સુમન રોજ રમેશને ત્યાં બશેર દૂધ લાવતો. તે દૂધ રમેશની મા રોજ ગરમ કરી ઠંડું પાડી તેને પાતી હતી. આવી રીતે આઠ દિવસ વ્યવસ્થા રાખતાં રમેશ સારો થતો ગયો. જયારે રમેશ તદ્દન સારો થયો ત્યારે તેણે અને તેની માએ શિક્ષકનો તેમજ બાલવીરનો આભાર માન્યો, અને કહ્યું કે, “ જો બાલવીરો ન હોત તો મારો રમેશ સારો થાત નહિ. ”

સુમનના પિતાએ શિક્ષક અને બાલવીર સેનાને ઘેર બોલાવી અમારા કામની પ્રશંસા કરી. બધાને દૂધ પાયું અને ખુશાલીમાં બોલ્યા, " બાલવીરો અમર રહો અને ઉમદા કાર્યો કરતા રહો. "

## ૧૩ ★ " ભલો ગામડિયો "

બાલવીર સામાન્ય પ્રસંગોમાં પણ લોકોને મદદ કરી શકે છે. કેટલાક તો એવા સામાન્ય અને નજીવા પ્રસંગો હોય છે કે આપણને એમ લાગે કે આવી બાબતોમાં આપણે લોકસેવા શું કરીએ ? કોઈપણ માણસને મદદ કરવી અને તેમાં પણ જે લોકોને મદદની જરૂર હોય તેઓને વખતસર સહાય થવું એ બાલવીરનું કર્તવ્ય છે. એવા સામાન્ય પ્રસંગો કેવી રીતે ઉપસ્થિત થાય છે તે હવે જુઓ. સવારમાં બજારનું કામ કરવાનો સારો વખત હોય છે. હું ઘરમાં જોઈતી ચીજ લેવા બજારમાં ગયો. રસ્તામાં હનુમાનજીના મંદિર નજીક એક ટપાલની પેટી હતી. ત્યાં એક કણબી એક લખેલું કાર્ડ લઇને આવ્યો. તેને કોઇએ એ કાર્ડ પેટીમાં નાખવાનું કહ્યું હતું. પણ પેટીમાં કઈ જગ્યાએથી નાખવું તેની તેને ખબર ન હતી. તેથી તે જે ઠેકાણે " નવ વાગે પેટી ઉઘડશે " એવું લખેલું હતું ત્યાં કાર્ડ નાખવા પ્રયત્ન કરતો હતો. પણ તે કાર્ડ કેમે કરી અંદર જાય નહિ. આ ગમ્મત જોવા કેટલાક માણસો તરતજ " તમાસાને તેડું હોતું નથી " એ કહેવત પ્રમાણે

એકઠા થઈ ગયા. આમાંના એક કણબીને કહ્યું, "આ પેટી તારા ઉપર ચિડાઈ છે. તેથી તે તારૂં કાર્ડ અંદર લેતી નથી. તેથી તું આ પેટીને સાષ્ટાંગ નમસ્કાર કર કે જેથી તેનું મોં



ઉઘાડી તારૂં કાર્ડ લે અને તારા ભાઇને મુંબઈ પહોંચાડે." કણબીની ખાંધ ઉપર ધાબળો હતો, એક હાથમાં ડાંગ હતી, અને બીજા હાથમાં કાર્ડ લઈ એ ઊભો હતો. એ વાત સાચી માનીને પેટી આગળ લાંબો પડી તે સાષ્ટાંગ નમસ્કાર કરવા મંડી પડ્યો. અને બોલવા લાગ્યો, "હે દેવી, મને ક્ષમા કરો. કૃપા કરી મારૂં કયાર્ડ લ્યો અને મુંબાઈ પહોંચાડો, મેં ટિકિટ ચોંટાડી છે." ત્યાં એકઠા થએલા લોકો ખડખડ હસવા લાગ્યા. લોકોનું ટોળું આ તમાસો જોવા ઊલટી પડયું. નમસ્કાર કર્યા

પછી તે ઉભો થયો અને ફરીથી જે જગ્યાએ પેટી ઉઘાડવાનો વખત લખ્યો હતો તેજ જગ્યાએ પોતાનું કાર્ડ જોરથી પેસાડવા પ્રયત્ન કરવા લાગ્યો. તે જોઈ બીજા એક તેના ઓળખીતા માણસે કહ્યું "અરે પટેલ, તમારો કાગળ કેવી રીતે જવાનો? તમે સાષ્ટાંગ નમસ્કાર કરીને પેટી માતાને એક નાળિયેર અને પાશેર ગોળ ચઢાવવાની બાધા લેશો તોજ મરઘાભાઈ આ પેટી તમારો કાર્ડ લેશે." ભોળા ગામડિયા મરઘાભાઇએ તો ફરીથી નમસ્કાર કરવાનું શરૂ કર્યું. અને નાળિયેર અને ગોળ ચઢાવવાની બાધા રાખી. આમ અનેક પ્રકારની મરઘાભાઈની મશ્કરી થવા લાગી. અને લોકો એની મૂર્ખાઈ પર હસવા લાગ્યા. એટલામાં હું ત્યાં જઈ ચઢ્યો. હું આ બધી હકીકતથી વાકેફ થયો ત્યારે મને મરઘાભાઈની દયા આવી અને તેમની પાસે જઈ મેં કહ્યું "તમારૂં કાર્ડ મને આપો." લોકોને લાગ્યું કે હું પણ મરઘાભાઈની મશ્કરી કરીશ પણ એવું કશું થયું નહિ. મે તરતજ કાગળ નાખવાના બાકોરામાંથી પેટીમાં તે નાખી દીધું. આ જોઇને મરઘાભાઇને આનંદ થયો પણ કેટલાક માણસોએ મોં મચકોડયું અને બબડયા, "જોયું, આ લોકસેવા કરનાર નીકળી પડયો છે ને! અમે તો બે ઘડી આનંદ કરતા હતા તે પણ આને ગમ્યું નહિ. આવા કયાંથી ફૂટી નીકળે છે?" હું કાંઈ પણ બોલ્યો નહિ. મરઘાભાઈ પટેલે મને 'જે સ્વામીનારાયણ' કર્યા, અને તેમને સામા 'જે સ્વામીનારાયણ' કરી હું બજાર તરફ જવા મંડયો.

આગળ જતાં એક આંધળો ભિખારી રસ્તા ઉપરથી પોતાની



લાકડી ઠોકતો ઠોકતો જતો હતો. તે રસ્તાની એક બાજુ આવી ગયો, અને આગળ ચાલત તો ખેતરની થોરની વાડમાં પડી જાત તેથી હું એની છેક નજીક ગયો. મારા પગનો અવાજ સાંભળી તે બોલ્યો "હું હનુમાનજીના મંદિર તરફ જઉં છું ને?" મને હસવું આવ્યું, કારણ તે ઊંધી દિશામાં જતો હતો. મેં જવાબ આપ્યો, "ભાઈ તમે તો બજાર તરફ જાવોછો અને અત્યારે રસ્તાને છેડે વાડ નજીક છો અને જો ઠોકર વાગશે તો થોરમાં પડી જશો." તેણે મને કહ્યું, "ભાઈ, મહેરબાની કરી મંદિર તરફ જવાના રસ્તા ઉપર મને મૂકી આવશો તો હું તમારો ઉપકાર માનીશ." મેં કહ્યું, "એમાં ઉપકાર શાનો? એ તો મારી ફરજ છે. ચાલો હું તમને

તમારા રસ્તા ઉપર ચઢાવી દઉં." એમ બોલી હું એમની લાકડી પકડી અને રસ્તાની બીજી બાજુએ લઈ ગયો. તેનું મોં ફેરવી મેં એને કહ્યું, "ભાઈ, હવે તમારી લાકડી ઠોકતા ઠોકતા સીધી લીટીમાં ચાલ્યા જાઓ." તેણે મને રામ રામ કર્યા અને મારો ઉપકાર માન્યો. પછી હું બજાર તરફ ગયો. મારે બજારમાં જઈ ગાંધીની દુકાને થી એક શેર સાકર લાવવાની હતી. હું જ્યારે ગાંધીની દુકાને પહોંચ્યો ત્યારે ઘરાકોની ગરદી હતી તેથી હું પાંચ દશ મિનિટ ઊભો રહ્યો. થોડેક દૂર એક અનાજની દુકાનેથી એક વૃદ્ધ સ્ત્રી થોડા ચોખા, દાળ વગેરે સામાન લઈ એક ટોપલામાં મૂકી



પૈસા ચૂકવી ઘેર જવાની તૈયારી કરતી હતી. તે પોતાનો

ટોપલો માથે મૂકવા પ્રયત્ન કરતી હતી: તેણે એક બે માણસને ટોપલો ઊંચકવા મદદ કરવા કહ્યું. પણ તેની દાદ કોણ સાંભળે? હું આ જોતો હતો. હું ઉચ્ચ કોમનો છોકરો છું એમ જોઈ તેની મને કહેવાની હિંમત ચાલી નહીં. તે આમ તેમ જોવા લાગી. હું એકદમ તેની આગળ ગયો અને બોલ્યો, "માજી, ચાલો, હું તમને ટોપલો ઊંચકાવવા લાગું." મારા શબ્દો સાંભળી તેને નવાઈ લાગી. પણ પોતાનું કામ થાય છે એ જાણી તેને આનંદ થયો. એક બાજુથી તેનો ટોપલો મેં ઊંચક્યો બીજી બાજુથી તેણે ઊંચક્યો અને આમ માથા ઉપર ટોપલો ચઢાવ્યો. તે લઈ બાઈ પોતાને રસ્તે પડી. એટલામાં દુકાન ઉપરની ગિરદી ઓછી થઈ. મેં સાકર લીધી અને ઘર તરફ ચાલવા માડયું.

---

## ૧૪ ★ ★ નવી પ્રવૃત્તિ

---

આરોગ્યની માનવીને કેટલી જરૂર છે એતો સૌ સારી રીતે જાણે છે. શિક્ષિત કે અશિક્ષિત સૌ કોઇને સ્નાન, સ્વચ્છ કપડાં વગેરેની જરૂર છે. અભણ લોકોને સ્વચ્છતાનો ખ્યાલ હોતો નથી. અસ્વચ્છતામાંથી રોગના જંતુઓ જન્મે છે. એનું ભાન એમને હોતું નથી. આથી એમનાં બાળકો અસ્વચ્છ અને રોગિષ્ટ રહે એ સમજી શકાય એમ છે. પણ ભણેલો વર્ગ એ પ્રત્યે બેદરકારી બતાવે એ ઘણું શોચનીય છે. નિશાળનાં બાળકો તરફ એક નજર નાંખીએ તો શું જણાય છે? સામાન્ય રીતે

ધનિકોનાં બાળકો કિંમતી પોશાક પહેરે છે, પણ તે કેટલાં ગંદા અને અસ્વચ્છ હોય છે! ઘણીવાર તેમના હાથ, પગ અને અંગ મેલથી ખરડાએલાં હોય છે. એમાંથી રોગના જંતુઓ જન્મે છે અને શરીરને રોગનાં ધામ બનાવે છે. બાળકો આમ રિબાય છે. માબાપ પહેલેથી આનો ઉપચાર કરતાં હોય તો ? જમતાં પહેલાં હાથ પગ ધોઈ સાફ કરવાં, વાસણ માંજી નાખવાં એ તો આપણો જુનો રિવાજ છે. પણ કમનસીબે કેટલાંય કુટુંબો એ તરફ આંખ આડા કાન કરે છે. એને નજીવી બાબત ગણી ધ્યાન આપતા નથી. આરોગ્યના પ્રશ્ન પર મારે કાંઈ કરવું જોઇએ એવો મને વિચાર આવ્યો, અને અન્ય બાલવીરોનો અભિપ્રાય લીધો.

બપોરના અગિયાર વાગ્યા હતા. વર્ગનું કાર્ય શરૂ થવાની તૈયારી હતી. કેટલાક લહેરી છોકરાઓ, શિક્ષકને વર્ગમાં આવેલા જોઈ દોડતા આવતા હતા. બધા આવી ગયા. એટલે શિક્ષકે નવા પાઠની શરૂઆત કરી. 'આરોગ્ય' વિષેનો પાઠ હતો. ગુરૂજીએ પાઠમાંથી એક બે વાક્યો વાંચ્યાં, એટલામાં રશ્મિ આવ્યો. દરવાજાની ઓથે તે ઓશિયાળું મોં કરી ઉભો હતો. ભાઈસાહેબ મોડા પડ્યા હતા, તેથી તેમનું મોં વિલાઈ ગયું હતું. પરવાનગી સિવાય વર્ગમાં એમનાથી પેસાય તેમ ન હતું. થોડી વારમાં એના પર શિક્ષકની નજર પડી. તરતજ તેણે "May I come in Sir?" આ બોલવા જતાં તેના મોંમાંથી પાનના ડૂચા જમીન પર પડ્યા. ઓઠતો ચણોઠીના જેવા રતુંબડા બન્યા હતા. એ જોઈ શિક્ષક ક્રોધે ભરાયા. એમણે

કેટલીય વાર પાન ચાવતાં ચાવતાં વર્ગમાં ન આવવાનો ઉપદેશ આપ્યો હતો. પણ "શેઠની શિખામણ ઝાંપાં સુધી" એ કહેવત મુજબ રશ્મિ વર્તતો હતો.

"રશ્મિ પાન ચાવતાં ચવતાં નિશાળે આવવાને માટે હજું તું ઘણો નાનો છે. સમજ્યો! જા! કુવાપર. મોં સાફ્ કરીને આવ." શિક્ષકે ક્રોધમાં ફરમાવ્યું. આ વખતે રશ્મિના મોંઢા પરના ભાવ જોવા જેવા હતા. તે ઊંચુ પણ જોઈ શકયો નહિ. બધા વિદ્યાર્થીઓ ખડખડાટ હસવા લાગ્યા. બધાની સમક્ષ આમ હલકા પડતાં, તે રડી પડતો રહી ગયો. પણ એમાં દોષ કોનો? મોં સાફ્ કરી શિક્ષકની પરવાનગી લઈ તે વર્ગમાં આવ્યો. શિક્ષકે પાઠ શિખવવાની શરૂઆત કરી.

"દાંતનાં આરોગ્ય વિષે આજે આપણે શિખવાનું છે. સ્વચ્છ ને મજબૂત દાંતની કેટલી અગત્ય છે તે મેં અનેક વાર શીખવ્યું છે. છતાં તમે તે પર ધ્યાન આપતાં નથી. તમારામાંથી કેટલાયે સવારે ઊઠી દાંત સાફ્ કરતા નથી. પણ ઘડપણ આવશે ત્યારે તમને તેની ખબર પડશે. દાંત કોહી તેમાંથી પરૂ વહેવા માંડશે. ખાતાં ખાતાં વેદના થશે. ત્યારે તમને પસ્તાવો થશે 'રે સાહેબની શિખામણ સમજ્યા હોત તો?' પણ એ વખતે તમારો પશ્ચાતાપ નિષ્ફળ જશે. આજથીજ મારૂં કહ્યું માની દાંતની કાળજી રાખવા માંડો. હજુ કહું છું, કાળજી રાખો. મને ખાત્રી છે કે તમારે ગળે મારી આ શિખામણ ઉતરશે નહિ. એક બે દિવસ મને

બતાવવા સારૂ કરશો અને પછી એના એ. હવે તો મારે કંઈ વ્યવસ્થા કરવી જોઇએ."

સુઘડ પોશાક, અને દાડમની કળી જેવા સફેદ દાંતવાળા બાળકો ક્યારે બને એનો હું વિચાર કરવા લાગ્યો. કંઈ કરવું તો જોઇએજ. મેં મક્કમ નિર્ણય કર્યો ને તરતજ મને એક યોજના સૂઝી. દરેક વર્ગમાં બે ત્રણ બાલવીરોને આ સ્વચ્છતાનું કામ સોંપી દેવું. તેમણે ૨૦ વિદ્યાર્થીઓની સ્વચ્છતાની સંભાળ રાખવી. આ માટે દરેક વર્ગ દીઠ એક નોંધપોથી રાખવામાં આવે તેમાં સ્વચ્છતાના નિયમોનો ભંગ કરે તે વિદ્યાર્થીનું નામ તે દિવસ નોંધી રાખવું. ટોપી, કોટ વગેરે સાફ રાખવા માટે એક સારૂં બ્રશ, દંતમંજન અને એક અરીસો વર્ગમાં મૂકવાં અને જેનું નામ નોંધપોથીમાં ચઢે તેને તરતજ આ વસ્તુઓનો ઉપયોગ કરવા સૂચવવું.

મારી આ યોજના શિક્ષકને બહુ ગમી ગઈ અને તેને તરતજ અમલમાં પણ મૂકવા વ્યવસ્થા થઈ. આથી કેટલાક તોફાનીઓ હસવા લાગ્યા, ખિજાવા લાગ્યા, ને ઠેકડી કરવા માંડ્યા. પણ નોંધપોથીમાં પોતાના નામ ચઢશે એ જોઈ તેઓ ઠંડા પડી ગયા. તેમણે જોયું કે આ નિયમો સામે આંખ આડા કાન કરીશું તો બધાની સમક્ષ રશ્મિની માફક અપમાનિત બનશું.

દરેક અઠવાડિયાની નોંધ શિક્ષક વાંચવા મંડ્યા. સૌથી પહેલાં તેમણે મારી નોંધપોથી મંગાવીને જોઈ. પહેલે અઠવાડિયે ત્રણ વિદ્યાર્થીઓ દોષિત જણાયા. તેથી તેમને

સુચના આપવામાં આવી. પંદર દિવસ પછી એ સંખ્યા બેની થઈ. એક મહિના પછી તો એકજ છોકરો દાંત સાફ કર્યા વગરનો આવ્યાનો નોંધ પોથીમાં નજરે પડયો. ત્રણ મહિના પછી બધા વિદ્યાર્થીઓ સુઘડ અને વ્યવસ્થિત પોષાકમાં નજરે પડયા. બધાના દાંત હવે સ્વચ્છ જણાવા લાગ્યા. કદાચ પ્રવૃત્તિ મંદ પડે તો પાછા એ દુર્ગુણો દાખલ થાય. એથી બાલવીરોએ પોતાનું એ કાર્ય જારી રાખ્યું. પ્રવૃત્તિ જરાયે મંદ ન પડી. આથી અમે આખી નિશાળને સ્વચ્છતાના પાઠ શીખવ્યા. થોડા દિવસ પછી ડૉકટરે અમારી શાળાની મુલાકાત લીધી. વિદ્યાર્થીઓનાં સ્વચ્છતા અને આરોગ્ય જોઈ તેમણે નિશાળની ખૂબ પ્રંશસા કરી. એક વખત પડેલી સારી ટેવ વિસરાતી નથી એ મુજબ વિદ્યાર્થીઓ હવે હમેશાં સ્વચ્છતા ઉપર કાળજી રાખે છે.

---

# ૧૫ ★ આગગાડીની મુસાફરી

---

આગગાડી દ્વારા પર્યટનને જવાની કેટલાય દિવસથી અમને ઈચ્છા હતી. એ અંગેનો કાર્યક્રમ મનમાં રમી રહ્યો હતો. ત્યાં તો ઉનાળા રજાઓ આવી પહોંચી. બધા બાળ-વીરોએ આબુના પ્રવાસે જવાનો નિર્ણય કર્યો.

આઠ વાગે સ્ટેશન પર સૌ હાજર થઈ ગયા. રજાના દિવસો હતા. આથી ગીર્દિનો સુમાર ન હતો. લોકોનાં ટોળાં રંગીબેરંગી

પોશાકમાં જામતાં હતાં. ગાડીઓ પણ ભરચક આવતી હતી. કોઈ ડબ્બામાં તસુ જેટલીએ જગ્યા ખાલી નહતી.

અમે બાર બાળવીરો હતા. સાથે અમારા શિક્ષક હતા. સ્ટેશન પર હાજર થતાં સૌની નજર અમારા ઉપર પડી. સ્વાવલંબન એ અમારો આદર્શ હતો. આથી અમારા સામાન માટે કોઈ હમાલને અમે ન બોલાવ્યો. સૌ સૌએ પોતપોતાનો સામાન ઊચકી લીધો. આ જોઈ લોકોને ભારે આશ્ચર્ય થયું.

ઘંટનો એક ટકોરો થયો. ગાડી ધડધડાટ કરતી આવી પહોંચી. ડબ્બાઓ એક પછી એક પસાર થયા. ગાડી બધા મુસાફરોથી ભરચક હતી. ઉભા રહેવાની પણ જગ્યા દેખાતી ન હતી. આવા સંજોગામાં એક ડબ્બામાં બારેજણ સમાય એમ ન હતું. ડબ્બાની બારીએ જતાંજ 'આગળ જાઓ, જગા ખાલી નથી' ના જવાબો મળતા. આથી ચાર ચારની ટુકડીમાં જગા કરી લેવા અમે નિર્ણય કર્યો.

ખરી રીતે અમારા ડબ્બામાં ચાર માણસો ખુશીથી સમાય એમ હતા. પણ મવાલી જેવા દેખાતા બે માણસો પગ લાંબા કરી જગા બથાવી બેઠા હતા. જે બેસવા જાય તેને લાલ આંખ દેખાડતા હતા. અમને પણ બેસવા દેવાની ના પાડી. ઊલટું માર મારવાની ધમકી આપી. ગાડી ઉપડે એ પહેલાં ટિકિટ તપાસનાર ડબ્બા આગળથી પસાર થતો હતો. મેં તેમને બારીમાંથી બોલાવ્યા. એટલે મવાલીઓ ચૂપ થઈ ગયા. ટિકિટ તપાસનાર આવતાંજ તેઓ ઊભા થઈ ગયા. મેં એમના વર્તન વિષે ફરિયાદ કરી.

" સાહેબ ઘણે દૂરથી આવીએ છીએ, થાકી ગયા છીએ." વગેરે બહાનાં તેમણે રજૂ કર્યાં. પણ તેમનું કંઈ વળ્યું નહિ. જગા ખાલી કરી આપવી પડી. આમ અમને આરામથી બેસવાની જગા મળી. અમે ટિકિટ તપાસનારનો આ બદલ આભાર માન્યો.

ગાડી ઉપડી એટલે અમે ગપ્પાં મારવા માંડ્યાં. સામેની બેઠકો ઉપર દશ માણસો હતાં. તેમાં ત્રણ સ્ત્રીઓ ને બે બાળકો હતાં. બીજું એક સ્ટેશન આવી ગયું. અમારી રસભરી વાતો ચાલુજ હતી. ત્યાંતો ઓચિંતું ભંગાણ પડયું. પેલાં બાળકો પૈકીનું એક ઓકવા માંડયું. બાઈએ બારી પાસે જઈ તેને ઊલટી કરાવવા ઘણો પ્રયાસ કર્યો. પણ બારીએ પહોંચતાં પહોંચતાંમાંતો તે ઓકી પડયું. આથી ડબ્બામાં ભારે ધમાલ મચી. એક ભાઈએ બાળક પર ગાળોનો વરસાદ વરસાવા માંડયો. અમારામાંના એકથી આ સહન ન થઈ શકયું; એણે તરતજ એ બાળકનો પક્ષ લઈ બચાવ કર્યો. " એમાં આટલી બધી ગરબડ શું કરો છો? એ છોકરાએ શું જાણી જોઇને ઊલટી કરી છે? તમારાં બાળકો કોઈ દિવસ ઓકતાં નથી?" આ દલીલથી જરા શાંતિ છવાઈ. પણ એટલી દુર્ગંધ મારતી હતી કે ત્યાં બેસવું કોઇને ન ગમે. એનું કરવું શું? મેં કહ્યું, " જરા થોભો. બીજું સ્ટેશન આવવા દો. સ્ટેશન માસ્તરને બોલાવી સાફ કરાવવાની વ્યવસ્થા કરીશું." મારી વાત સાંભળી બધા મુસાફરો ખડખડાટ હસવા લાગ્યા ને મારી મશ્કરી કરવા લાગ્યા. "આમાં સ્ટેશનમાસ્તર શું કરશે?

તમારો નોકર છે ?" છતાંય મેં હિંમત ગુમાવી નહિ. સ્ટેશન આવતાંજ સ્ટેશન માસ્તર પાસે હું અને રામ પહોંચ્યા અને બધી વિગત જણાવી ડબ્બો સાફ કરાવી આપવા વિનંતિ કરી. તેમણે ભંગીને બોલાવ્યો અને જાતે ડબ્બા પાસે ઊભા રહી જગા સાફ કરાવી આપી. નાના કિશોરોનું આ કામ જોઈ મુસાફરો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા.

"આ છોકરાઓ દેખાય છે તો નાના પણ બહુ જબરા લાગે છે. નહિ તો સ્ટેશન માસ્તર પાસે જવાની કોની હિંમત હતી ને આ કોણ સાફ કરવાનું હતું ?" એક જણે અમારાં વખાણ કર્યાં.

"એ તો ભાઈ આ પોશાકનો પ્રતાપ છે. એથી સ્ટેશન માસ્તર આવ્યા." બીજાએ ખાખી પહેરવેશના ગુણગાન ગાવાં માંડયાં. ગમે તે હો. પણ અમારા આ કાર્યે સૌ ઉતારૂઓને સુખ કરી આપ્યું. અર્ધા કલાક પછી આબુરોડ સ્ટેશન આવી પહોંચ્યું અને અમે સૌ નીચે ઊતર્યાં.

"બા પાણી પીવું છે." પેલું બાળક રડતું હતું. મારી એના ઉપર નજર પડી. એની માતાની નીચે ઊતરવાની હિંમત ચાલતી નહતી. કદાચ પાણી લેવા જાઉં અને ગાડી ઉપડે તો ? આ વિચારે એ પાણી લેવા જતાં ડરતી હતી. આથી પાણી પાવાને બદલે એ બાળકને વઢતી હતી. ડબ્બામાંના બીજા મુસાફરો કંઈ મદદ કરે એવા લાગતા ન હતા.




બાળકની આ દયાજનક સ્થિતિ જોઈ મેં મારો લોટો બગલ થેલીમાંથી બહાર કાઢ્યો. નળે જઈ પાણી ભરી લાવી ડબા આગળ આવી તે સ્ત્રીને મેં તે આપ્યું. પાણી મળતાંજ બાળક ખૂબ ખુશ થઈ ગયું.

અમારા શિક્ષકે પણ આ જોઈ બહુ આનંદ દર્શાવ્યો. લોકોને સહાય કરવાની નજીવી પણ તક જતી ન કરવી એવો તેમનો ઉપદેશ હતો, અને તે ઉપદેશ અનુસાર અમારૂં વર્તન જોઈ તેઓ બહુ આનન્દ પામ્યા.

બાલવીરો! યાદ રાખજો કે તમારે લોકોને મદદ કરવાની નજીવી તક પણ કદી ગુમાવવી નહિ.

---

## ૧૬  અમારું હિંદુસ્થાન

નિસર્ગ સુંદર, સદ્‌ગુણ મંદિર અમારૂં હિંદુસ્થાન
આર્યવીરોના સત્ તત્વોનું મંગળ વિજયસ્થાન ॥ ધ્રુ૦ ॥

આર્ય વીર પ્રભુ રામચંદ્રનું,
ગીતા નાયક કૃષ્ણચંદ્રનું,
બુદ્ધ સમાન બહુ સિદ્ધોનું,
પવિત્ર જન્મસ્થાન ॥ ૧ ॥

ગંગા યમુના સમ સરિતાઓ
સહ્ય હિમાલય સમગિરિરાજો
અસંખ્ય પાવન તીર્થસ્થાનો
આપે અતુલ માન ॥ ૨ ॥

ધીર ગંભીર ઊંડા વારિમાં
અમૂલ્ય રત્નો ઉર ધારીને
ખજાનચી સમો ખડો રહયો છે
સાગર ચરણ મહાન ॥ ૩ ॥

સ્વાર્થ ત્યાગ મહાવૃત્તિ
સત્ય અહિંસા સુખશાંતિ
આનંદની હોજો વૃષ્ટિ
શોભવી સ્વર્ગ સમાન ॥ ૪ ॥

વાદળમાં જયમ રવિ ઢંકાયે
તેમ હિંદ ઝાંખું છે આજે
ભાવિ કાલ પ્રકાશિત કરશે
ઉજ્જવલ ભાગ્યસ્થાન ॥ ૫ ॥

